# દ્રોણ-અશ્વત્થામા

: લેખક :

નાનાભાઈ

મહાભારતનાં

પાત્રો



: ૮ :

: પ્રકાશક :

શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર

ભાવનગર

૦-૫-૦ ૧૯૮૯

# દ્રોણ-અશ્વત્થામા

લેખક

**નાનાભાઈ**



શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

૦-૫-૦ જાન્યુઆરી ૧૯૩૩

પ્રકાશક :
ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ
શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

પહેલી વાર : : નવેમ્બર ૧૯૩૧
બીજી વાર : : ૨૦ જાન્યુ૦ ૧૯૩૩
નકલ ૨૦૦૦

મુદ્રક :
પારી. ભીખાભાઇ ગોપાળજી
શ્રીસરસ્વતી : : છાપખાનું
ભાવનગર

# અનુક્રમ

# દ્રોણનો ગૃહસ્થાશ્રમ

દ્રોણ ભરદ્વાજ મુનિના પુત્ર. તેમની પત્નીનું નામ કૃપી. કૃપી શરદ્વાન્ મુનિની પુત્રી અને કૃપાચાર્યની બહેન. દ્રોણ અને કૃપીનો પુત્ર અશ્વત્થામા.

દ્રોણનો ગૃહસ્થાશ્રમ અત્યંત ગરીબ હતો. જીવનની ભૂખી જરૂરીઆતોના પણ તેમના ઘરમાં સાંસા હતા. એક વાર સાંજે દ્રોણ બહારથી ઘેર આવ્યા. કૃપી ઓરડામાં બેઠી હતી; તેના વાળ વિખરાયલા હતા; તેનું મ્હોં ઉતરી ગયું હતું; તેની આંખો રોઇને સૂજી ગઇ હતી; પાસે ફાટીતૂટી ગાદલીમાં અશ્વત્થામા ઊંઘી ગયો હતો.

"કૃપી!" દ્રોણ બારણામાં પેસતાં બોલ્યા. "આજે અશ્વત્થામાને કાંઇ થયું છે? અત્યારમાં કેમ સૂઈ ગયો?"

"ન સૂએ તો ક્યાં જાય?" કૃપીએ આડું જોઈને જ જવાબ વાળ્યો. "મારે પેટ પડ્યો એટલે સૂવું હોય તોય સૂએ અને ન સૂવું હોય તોય સૂએ"

"કૃપી!" દ્રોણ સહેજ દુઃખી થતા અવાજે બોલ્યા. "શું થયું છે તે તો કહે? કોઇ છોકરા સાથે તકરાર બકરાર થઈ છે?"

"તકરાર કરવા જેવડો થશે ત્યારે છે ના?" કૃપી હાથ પછાડતી બોલી. "એ પહેલાં તો મારે હાથે પૂરો નહિ થયો હોય?"

"પણ શું થયું છે તે તો કહે?" દ્રોણે કહ્યું. "કોઈએ એને માર્યો છે?"

"કોઈ કોણ મારે? મારનારી એક હું." કૃપી આંસુવાળી આંખો દ્રોણની સામે ધરીને બોલી. "તમારે તો ભલી તમારી અસ્ત્રવિદ્યા અને ભલા તમે. છોકરો મને સોંપીને ચાલતા થાઓ પછી કાંઇ પૂછવું છે કે એણે શું ખાધું? શું પીધું? કાંઇ પંચાત છે? તમે લોકો પરણ્યા શા માટે હશો? અને ઈશ્વર તમને પ્રજા શા માટે આપે છે? બિચારાં કેટલાંયે વાંઝિયાં પ્રજા માટે તરફડિયાં મારે છે!"

"એ તો બધું ઠીક." દ્રોણ બોલ્યા. "શું થયું

તેની વાત તો

"જુઓ." કૃપી હાથના ઈસારા કરતી બોલવા લાગી. "શેરીના બધા છોકરા દૂધ પી પીને રમવા આવ્ય હશે તે અશ્વત્થામાને ખીજવવા માંડ્યા, એટલે એ પણ દૂધ દૂધ કરતો મારી પાસે આવ્યો."

"હં, ઠીક. પછી?"

"પછી શું? આપણે ઘેર તો દૂધનાં ગોરસાં છલકાઈ જાય એટલી ઘુઘરિયાળી ગાયો તમે બાંધી છે એટલે અશ્વત્થામ એક મોટું છાલિયું દૂધ ગટગટાવી ગયો!" કૃપી દ્રોણની આંખો સાથે આંખો મેળવીને બોલી.

દ્રોણ સાંભળી રહ્યા પણ કશુંયે બોલ્યા નહિ એટલે કૃપીએ ચલાવ્યું. "અને વળી ઘડીક થઇ ત્યાં રોતો રોતો પાછો આવ્યો. 'મને બધા છોકરા કહે છે કે તારે ઘેર દૂધ કેવું? જો તારા મોઢા પર તો લોટ ચોટ્યો છે. તારી માએ તને લોટ ડોઇને પાયો છે.' એમ બોલતો મને મારવા લાગ્યો. પણ હું દૂધ ક્યાંથી આપું? એ ખૂબ રોવા અને કનડવા માંડ્યો એટલે મને કાળ ચડ્યો તે ખૂબ જ માર્યો. છેવટે ગંગાએ છોડાવ્યો. ત્યારનો સુઇ ગયો છે."

"કૃપી!" દ્રોણ આંખમાં આંસુ લાવીને બોલ્યા. "કૃપી! બહુ ખોટું કર્યું. તેં એને માર્યો શા માટે? એને શાંતિથી સમજાવવો હતો."

" કયે મોઢે બોલતા હશો ? " કૃપી ગર્જી ઉઠી. " તમારે તો મોઢેથી બોલવું જ છે ના ? તમે પરણ્યા છો અને ઘરમાં બીજાં બે મોઢાં બેઠાં છે એટલોયે કોઈ દિવસ વિચાર કરો છો ? "

" કૃપી, કૃપી ! " દ્રોણ બોલ્યા. " ભરદ્વાજનો પુત્ર એટલો મૂર્ખ હશે એમ તને લાગે છે ? "

" જરૂર લાગે છે." કૃપી જુસ્સાથી બોલી ઉઠી. તમારે લોકોએ પરણવું જ ન જોઇએ. જેને સાચેસાચ શુદ્ધ બ્રાહ્મણજીવન ગાળવું છે અને જગતની સેવા કરીને કલ્યાણ મેળવવું છે તેમણે સંસારની જંજાળમાં પડવું જ નહિ. આ તો તમે જંજાળમાં પડો, સ્ત્રીઓને સાથે જંજાળમાં નાખો અને પછી પ્રજા થાય ત્યારે બ્રાહ્મણ-જીવનની વાતો કરતા કરતા જંજાળથી છૂટા હોવાનો દાવો કરીને નાસતા ફરો ! "

" કૃપી ! " દ્રોણ દીન સ્વરે બોલ્યા: " બ્રાહ્મણજીવન પર આવા પ્રહાર સાંભળું છું ત્યારે અંતર ધગી ઉઠે છે. "

" પતિદેવ ! " કૃપી બોલી. " પ્રહાર તો તમારા જેવા પર કરૂં છું. બ્રાહ્મણજીવન આવું ઉભયભ્રષ્ટ ન હોય ! "

" કૃપી ! " દ્રોણે ચલાવ્યું. " અગ્નિવેશના આશ્રમ-માંથી નીકળ્યો ત્યારે તો જીવનનાં કેવાં કેવાં સ્વપ્નો રચેલાં ! જીવનભર બ્રહ્મચારી જ રહેવું અને લોકકલ્યાણની ખાતર લગ્ન કરવાં પડે તો ઉચ્ચ આધ્યાત્મિક લગ્ન જ કરવાં અને

જીવતર આખું જગતના કલ્યાણમાં જ ગાળવું એવા એવા મારા મનોરથો હતા. પણ કૃપી ! એ મનોરથો મનોરથો જ રહ્યા, અને આજે આ ઘરમાં દ્રોણ આ વ્યવહારને પ્રત્યક્ષ કરી રહ્યો છે."

"હું પણ એ જ કહું છું." કૃપી શાંત થઈને બોલી. "વિદ્યાભ્યાસ વખતે સેવેલાં મનોહર સ્વપ્નોને હાડમાંસનાં માનવીઓની દુનિયામાં ઉતારવાં હોય છે ત્યારે જ માણસની ખરી કસોટી છે. તમે સ્વપ્નો સેવ્યાં હશે, પણ સંસારની અટપટી ઘટનામાં ગડથોલું ખાઈ ગયા એટલી તમારા મનની નબળાઈ. હું તો ટૂંકી વાત જાણું. તમે ગૃહસ્થાશ્રમ માંડ્યો અને પેટ પ્રજા પડી એટલે પ્રજાને જોઇતાં જીવતરનાં સાધનો પૂરાં પાડવાં જ જોઈએ. ગૃહસ્થાશ્રમ માંડતી વખતે જો વૈરાગ્ય ન આવે તો પછી પ્રજાના પોષણનો વિચાર કરતી વખતે વૈરાગ્ય આવે એનું જ નામ ઢોંગ ને અધર્મ. હા, પ્રજોત્પત્તિને તાળાં મારો. પણ એ ન કરો તો પ્રજાનું પાલન પોષણ કરવા પૂરતું તો જરૂર કમાઓ. મારી બુદ્ધિ પ્રમાણે તો જે માણસ આટલોય વ્યવહાર ન કરે તે પાપ કરે છે."

"ત્યારે હું પણ પાપ કરું છું ?" દ્રોણે પૂછ્યું.

"જરૂર." કૃપી બોલી "તમારું પાપ વેશબદલો કરીને આવે છે એટલે તમને પાપ દેખાતું ન હોય

તો લાગે.”

“ કૃપી, કૃપી ! ” દ્રોણાચાર્ય બોલ્યા. “ તારાં વેણ હૃદયની આરપાર ઉતરી જાય છે. ઘડીભર તો થઇ જાય છે કે પત્નીનાં આવાં વચન સાંભળવા કરતાં ચાલ ને જઇને મારી વિદ્યાના પ્રતાપથી એકાદ દેશનું રાજ્ય લઇ લઉં, એટલે પછી કૃપી કહેતી મટે! પણ ના. ભરદ્વાજ મુનિનું જીવન આંખ આગળ તરે છે ત્યારે હૃદયમાં કોઇ અજબ શાંતિ અનુભવું છું, અને જીવનભર આશ્રમમાં વિદ્યાર્થીઓને ભણાવ્યા જ કરૂં એમ થાય છે.”

“બીજી વાત.” કૃપી ફરી બોલી. “તમે આપણો આ પાડોશ શોધ્યો છે તે પણ મને તો ભૂલ લાગે છે. આપણે બ્રાહ્મણ રહેવું હોય અને છોકરાંને બ્રાહ્મણ રાખવાં હોય તો આ પાડોશ ન ચાલે. અહીં તો પૈસાદાર લોકો રહે છે એટલે આખી હવામાં પૈસાદારના જીવનનાં મોજાંઓ ઉછળે છે. કોઇને અંગમહેનત કરવી નહિ; બીજાના પરસેવાથી થતા પૈસા ગળી જવા; રોજ ભાતભાતના માલમેવા ઉડાવવા; કળા અને ધર્મને નામે ઇંદ્રિયોના ભોગોને છૂટથી ભોગવવા; હાથપગ જોડીને બેઠી રહેવું અને બુદ્ધિવિલાસને નામે નકામી ચર્ચાઓ કરવી: આ આપણી હવા. આ હવામાં બ્રાહ્મણ બાળકોનાં ફેફસાં ગૂંગળાઇ ન જાય ? પૈસાદારનાં છોકરાંને રોજ નવાં નવાં રમકડાં લેવાં એટલે આપણાં છોકરાં પણ મન કરે. છોકરાં

જ સમજે છે! મૂળ તો આ લોકો સારાનરસા જીવતરનાં એવાં ખોટાં ધોરણો ઉભાં કરી દે છે કે આપણને ભારે આપદા પડે. પાડોશી રહ્યાં એટલે ન સાવ છૂટાં પડાય તેમ ન ભળી શકાય. આપણો અશ્વત્થામા પણ બગડવાનો છે, યાદ રાખજો."

"એ તો બધું નિરાંતે વિચારીને શું કરવું, કેમ કરવું તે નક્કી કરશું. જગતમાં એમ કાંઇ આપણે એક જ સારાં અને બીજાં બધાં નઠારાં એમ ગણીને જંગલમાં વસાય છે? છતાં તું કહે છે તે પણ વિચારવા જેવું તો છે જ. પણ તરતમાં આપણે શું કરવું છે?" દ્રોણ બોલ્યા.

"જુઓ." કૃપીએ જવાબ વાળ્યો. "મેં તો છોકરાને મારીને રડી લીધું અને રડવાને અંતે મનમાં નક્કી કર્યું છે કે જ્યાં સુધી એક ગાય ઘર આંગણે બંધાય નહિ ત્યાં લગી જંપવું નહિ. મારો આ કૃતનિશ્ચય છે. માટે તમે ગાયનો વિચાર કરી લ્યો."

"અશ્વત્થામા માટે ગાય એ કાંઈ મોટી વાત નથી. પણ તરતમાં કોની પાસેથી લાવવી એ જ સવાલ છે. કૃપી! આ વાત સાંભળ્યા પછી એક વસ્તુ તો મારા મનમાં વસી ગઇ છે. મારો અશ્વત્થામા બીજાં છોકરાંઓની સાથે રમતાં હીણો પડે અને હિજરાય એ તો નહિ જ બને. એ છોકરાની ખાતર તો હું મારી તમામ

વિદ્યાને પણ બજારમાં વેચી નાખવી પડે તો વેચી નાખું એમ થઇ જાય છે.” દ્રોણ બોલ્યા.

“જુઓ.” કૃપી બોલી. “તમે ઘણીયે વાર મને પાંચાલ દેશના રાજા દ્રુપદની વાત કરો છો. તો એ રાજા તમને એક ગાય નહિ આપે?”

“કૃપી, કૃપી!” દ્રોણ ઉત્સાહમાં આવીને બોલ્યા. “દ્રુપદ તો મારા મનમાં ક્યારના ઉગ્યા છે. કૃપી! એ દ્રુપદની તે શી વાત કરૂં? અમે અગ્નિવેશના આશ્રમમાં ભણતા ત્યારે જીવનનો જે આનંદ લૂંટ્યો છે તે સંભારૂં છું ત્યારે આજે પણ રૂંવાડાં ઉભાં થાય છે. કૃપી! દ્રુપદ તો દ્રુપદ. અમારાં ખોળિયાં બે પણ જીવ એક જ. દ્રુપદ, દ્રુપદ! આશ્રમના ઝાડો નીચે બેસીને આપણે કલાકોના કલાકો વાતો કરતા અને રાતો વહી જતી! નદીના કાંઠા પર ચાંદનીમાં આંટા મારતાં મારતાં જીવનના કેટલાયે પ્રશ્નો પર આપણે ઘોડા દોડવતા! ગુરુ અગ્નિવેશની સેવા કરવામાં કેવી આપણી હરીફાઇ? કૃપી! અમે આશ્રમમાંથી છૂટા પડ્યા ત્યારે તો એકબીજા રડી પડ્યા. દ્રુપદે મને દૃઢ આલિંગન કર્યું. અમારો માર્ગ છૂટો પડ્યો ત્યારે દ્રુપદ દેખાતા બંધ થયા ત્યાં સુધી મેં જોયા જ કર્યું. અને કૃપી! દ્રુપદે મને ફરી ફરીને કહ્યું: ‘દ્રોણ! હું રાજા થઇશ ત્યારે તારે દુ:ખ નહિ રહે.’”

“માટે જ કહું છું.” કૃપી બોલી. “તમે દ્રુપદ

જ સમજે છે! મૂળ તો આ લોકો સારાનરસા જીવતરનાં એવાં ખોટાં ધોરણો ઉભાં કરી દે છે કે આપણને ભારે આપદા પડે. પાડોશી રહ્યાં એટલે ન સાવ છૂટાં પડાય તેમ ન ભળી શકાય. આપણો અશ્વત્થામા પણ બગડવાનો છે, યાદ રાખજો."

"એ તો બધું નિરાંતે વિચારીને શું કરવું, કેમ કરવું તે નક્કી કરશું. જગતમાં એમ કાંઇ આપણે એક જ સારાં અને બીજાં બધાં નઠારાં એમ ગણીને જંગલમાં વસાય છે? છતાં તું કહે છે તે પણ વિચારવા જેવું તો છે જ. પણ તરતમાં આપણે શું કરવું છે?" દ્રોણ બોલ્યા.

"જુઓ." કૃપીએ જવાબ વાળ્યો. "મેં તો છોકરાને મારીને રડી લીધું અને રડવાને અંતે મનમાં નક્કી કર્યું છે કે જ્યાં સુધી એક ગાય ઘર આંગણે બંધાય નહિ ત્યાં લગી જંપવું નહિ. મારો આ કૃતનિશ્ચય છે. માટે તમે ગાયનો વિચાર કરી લ્યો."

"અશ્વત્થામા માટે ગાય એ કાંઈ મોટી વાત નથી. પણ તરતમાં કોની પાસેથી લાવવી એ જ સવાલ છે. કૃપી! આ વાત સાંભળ્યા પછી એક વસ્તુ તો મારા મનમાં વસી ગઇ છે. મારો અશ્વત્થામા બીજાં છોકરાંઓની સાથે રમતાં હીણો પડે અને હિજરાય એ તો નહિ જ બને. એ છોકરાની ખાતર તો હું મારી તમામ

વિદ્યાને પણ બજારમાં વેચી નાખવી પડે તો વેચી નાખું એમ થઇ જાય છે.” દ્રોણ બોલ્યા.

“જુઓ.” કૃપી બોલી. “તમે ઘણીયે વાર મને પાંચાલ દેશના રાજા દ્રુપદની વાત કરો છો. તો એ રાજા તમને એક ગાય નહિ આપે?”

“કૃપી, કૃપી!” દ્રોણ ઉત્સાહમાં આવીને બોલ્યા. “દ્રુપદ તો મારા મનમાં ક્યારના ઉગ્યા છે. કૃપી! એ દ્રુપદની તે શી વાત કરૂં? અમે અગ્નિવેશના આશ્રમમાં ભણતા ત્યારે જીવનનો જે આનંદ લૂંટ્યો છે તે સંભારૂં છું ત્યારે આજે પણ રૂંવાડાં ઉભાં થાય છે. કૃપી! દ્રુપદ તો દ્રુપદ. અમારાં ખોળિયાં બે પણ જીવ એક જ. દ્રુપદ, દ્રુપદ! આશ્રમના ઝાડો નીચે બેસીને આપણે કલાકોના કલાકો વાતો કરતા અને રાતો વહી જતી! નદીના કાંઠા પર ચાંદનીમાં આંટા મારતાં મારતાં જીવનના કેટલાયે પ્રશ્નો પર આપણે ઘોડા દોડવતા! ગુરુ અગ્નિવેશની સેવા કરવામાં કેવી આપણી હરીફાઇ? કૃપી! અમે આશ્રમમાંથી છૂટા પડ્યા ત્યારે તો એકબીજા રડી પડ્યા. દ્રુપદે મને દૃઢ આલિંગન કર્યું. અમારો માર્ગ છૂટો પડ્યો ત્યારે દ્રુપદ દેખાતા બંધ થયા ત્યાં સુધી મેં જોયા જ કર્યું. અને કૃપી! દ્રુપદે મને ફરી ફરીને કહ્યું: ‘દ્રોણ! હું રાજા થઇશ ત્યારે તારે દુઃખ નહિ રહે.”

“માટે જ કહું છું.” કૃપી બોલી. “તમે દ્રુપદ

રાજાની પાસે જાઓ, અને એક ગાયની માગણી કરો.”

દ્રોણ જરા વિચારમાં પડી ગયા અને ઘડી પછી બોલ્યા: “ ઠીક ત્યારે, હું જઇશ. પણ કૃપી ! તું પણ સાથે આવ તો ? ”

“ હું ? ” કૃપી બોલી. “ હું ત્યાં શું કરીશ ? તમારા મિત્ર છે એટલે તમે જઈ આવો.”

“ કૃપી ! ” દ્રોણાચાર્ય બોલ્યા. “ તને ખબર નથી. મારી અને દ્રુપદની મૈત્રી શી ચીજ છે તેનો તને ખ્યાલ નથી. હું જઇશ અને એકલો આવ્યો છું એમ દ્રુપદ જાણશે ત્યારે તે મને કેટલો ઠપકો આપશે તેનો તને ખ્યાલ છે ? અમે આજે કેટલાંયે વર્ષો પછી મળશું એટલે દ્રુપદ તો મારે ગળે જ વળગી પડશે, અને જો એકલા હશે તો નાનપણની મસ્તી યાદ કરીને મને એક બે ઠોંસા પણ મારી લેશે. કૃપી ! તું અત્યારે મારી સાથે નહિ આવ તો ત્યાં જઇને મારે તને તેડવા માટે પાછા આવવું પડશે, અથવા કોઈને મોકલવો પડશે. એ કરતાં તું મારી સાથે જ ચાલ.”

“ હું અને આ નાનો અશ્વત્થામા ત્યાં પોસાશું ? ” કૃપી બોલી.

“ એમાં પોસાવાનું છે શું ? ” દ્રોણ બોલ્યા. “ દ્રુપદને ઘેર રોટલાની ખોટ છે ? અરે કૃપી ! તને ખબર નથી. દ્રુપદ તો તને પોતાની રાણીઓ પાસે લઇ

જશે, અશ્વત્થામા દ્રુપદનાં છોકરાંઓ સાથે રમશે, અને દ્રોણને એક મોટા રાજા સાથે કેવી મૈત્રી છે તેનો તને ખ્યાલ આવશે. તું મારી સાથે જ ચાલ."

"મારૂં મન માનતું નથી." કૃપી બોલી. "તમે જાઓ અને ગાય લઇ આવો. ત્યાં પહોંચ્યા પછી દ્રુપદ બહુ જ આગ્રહ કરે અને મારા વિના ન જ ચાલે તો મને તેડાવજો."

"પછી શું તેડાવે ?" દ્રોણ બોલ્યા. "પોતાને ઘેર જવું અને દ્રુપદને ઘેર જવું એ બંને સરખું જ છે. એમાં તો દ્રુપદના આગ્રહની પણ જરૂર ન હોય. હું આગ્રહની રાહ જોઉં એ પણ મૈત્રીને અંગે ઠીક ન ગણાય. તું સાથે જ ચાલ."

કૃપીએ કહ્યું: "ના ના. મને નાહક આગ્રહ ન કરો મારૂં મન વધતું નથી. દ્રુપદ તો રાજા માણસ કહેવાય. જુવાનીમાં બાંધેલી મૈત્રી હવામાં ઉડી પણ જાય. ત્યાં બધો રાજવી ઠાઠમાઠ; એ રાણીઓ, એ મહેલો, ભોગ-વિલાસો, એ રાજકુમારો ને એ નોકરચાકરો! તમે તો ઠીક કે દ્રુપદના મિત્ર એટલે તમને અડવું ન લાગે, પણ રાણીઓ મને કયા હેતે બોલાવે ? વળી આપણે ગરીબ માણસ એટલે રાણીઓની રીતભાત આવડે નાહ અને તેમને મ્હોં મરડવાં પડે. એ કરતાં મારે મારૂં ઘર ભલું. આ અશ્વત્થામા ત્યાં અટકચાળા કર્યા કરે. માટે હું તો

કાંઇ નથી આવતી."

"ના, ના." દ્રોણે પોતાનો નિશ્ચય જણાવ્યો. "તારે આવવું જ પડશે. મારે ઘેર તો જીવન માણવાનું તને ન મળ્યું પણ મિત્રને ઘેર તો માણી જો! બે જ દિવસ. તારા ભાઇ કૃપાચાર્ય હસ્તિનાપુરમાં રહે છે એટલે રાજરીતની તને ખબર તો છે જ. માટે કાલે સવારે આપણે ચોક્કસ જવું. ચાલ હવે, અશ્વત્થામાને જગાડ એટલે આપણે વાળુ કરી લઇએ."

અશ્વત્થામાને જગાડી ત્રણે જણ વાળુ કરવા બેઠાં.



## મૈત્રી....વેર

"મહારાજ દ્રુપદનો વિજય થાઓ, વિજય થાઓ!" દ્રોણે દ્રુપદના મહેલમાં પેસતાં જ આશીર્વાદ ઉચ્ચાર્યા અને મહેલમાં દાખલ થયા.

"મહારાજ! આપ કેમ પધાર્યા છો?" દ્રુપદના એક અંગરક્ષકે વિનયથી પૂછ્યું.

"મહારાજ દ્રુપદ મને સારી રીતે ઓળખે છે. મારે તેમની સાથે વાતચીત કરવી છે એટલે દૂરથી ચાલીને આટલે સુધી આવ્યો છું." દ્રોણે જણાવ્યું.

"મહારાજ! દ્રુપદ રાજાની તબિયત બરાબર નથી.

એટલે તેઓ આપને મળી શકશે નહિ. આપને જે કામ હોય તે મને કહો. ” અંગરક્ષક બોલ્યો.

“ પાંચાલરાજની તબિયત ઠીક નથી ? તો તો મારે એમને ખાસ મળવું જોઈએ. ” દ્રોણ બોલ્યા.

“ પણ આપ મળી નહિ શકો.” અંગરક્ષક બોલ્યો.

“ તમે મને ઓળખો છો ? હું ભરદ્વાજ મુનિનો પુત્ર દ્રોણ. હું અને પાંચાલરાજ અગ્નિવેશના આશ્રમમાં સાથે ભણતા. ” દ્રોણ બોલ્યા.

“ હા, તમારા આવ્યાનો સદેશો આપ્યો ત્યારે મહારાજે મને બધી વાત કરી છે. ” અંગરક્ષકે કહ્યું.

“ ત્યારે મારા સમાચાર તો દ્રુપદરાજને પહોંચ્યા લાગે છે ! ” દ્રોણ બોલ્યા.

“ હા. એમના કહેવાથી જ હું કહું છું કે આપ મળી નહિ શકો.” અંગરક્ષક બોલ્યો.

“ ભલાભાઇ ! તમે શું બોલો છો ? ” દ્રોણ આશ્ચર્યથી બોલ્યા. “ પાંચાલરાજે મારી મશ્કરી તો નથી આદરી ? હું દ્રુપદને મળી ન શકું ? ક્ષત્રિયકુમાર ! હું તો દ્રુપદનો ગુરુભાઈ. દ્રુપદરાજા માંદા હોય ત્યારે તેમની મરજી ન હોય તો વૈદરાજ હજીયે મળી ન શકે પણ દ્રોણ દ્રુપદને ન મળી શકે એ કદી બને નહિ. અગ્નિવેશના આશ્રમમાં એક વાર દ્રુપદનો જમણો અંગૂઠો પાકયો હતો ત્યારે તેમને ભારે બળતરા થતી હતી; બળ-

તરાને શાંત કરવા માટે આ દ્રોણે આખી રાત અંગૂઠાને ટાઢી ફૂંકો માર્યા કરી હતી. અને એવી તો કેટલીયે રાતો અમે કાઢી નાખી. ભાઈ! અમારા સ્નેહની તમને શી ખબર હોય? પણ દ્રુપદરાજ આ બધું જાણે છે. રાજ્યના મોભાને ખાતર માંદગીમાં રાજાને કોઇ મળી શકે નહિ એવી યોજના કરવીયે પડે. પણ હું તો દ્રોણ! મહારાજ દ્રુપદને જાહેર કરો."

"મહારાજ! મને માફ કરો." અંગરક્ષક બોલ્યો. "હું કહું છું તે મહારાજનો જ હુકમ છે. મહારાજ તમને મળવા માગતા નથી. તમે અમારી રાજદરબારની ભાષામાં સમજ્યા નહિ એટલે મારે તમને ચોખ્ખું કહેવું પડે છે."

"મહારાજ પોતે મને મળવા માગતા નથી?" દ્રોણને સહેજ આઘાત થયો. "તેમણે મને ઓળખ્યો નહિ હોય! હું તો મહારાજનો મિત્ર."

"મહારાજ!" અંગરક્ષક બોલ્યો. "[illegible] ઓળખ્યા છે. તમારી વરદી આવી ત્યારે જ [illegible] કહેતા હતા કે રાજા મહારાજાઓને [illegible] સાથે મૈત્રી કેવી? હવે તમારે શું [illegible]?"

આ શબ્દો અંગરક્ષકના [illegible] તો દ્રો[illegible] સઠક થઇ ગયા! તેમના [illegible] તેમના હાથપગ ક્રોધ અને [illegible]

તેમના મનના મહેલો બધા એકસામટા તૂટી પડ્યા. તે બોલ્યા: " ભાઈ! દ્રુપદ ક્યાં છે ? "

" આરામમાં છે. " અંગરક્ષક બોલ્યો.

" આ પાસેના ઓરડામાં બેઠા છે એ જ મને દ્રુપદ લાગે છે. મારે ત્યાં જવું છે." દ્રોણના પગ ઉપડ્યા.

" મહારાજનો હુકમ નથી." અંગરક્ષક બોલ્યો. એ દ્રોણને રોકવા ગયો, પણ દ્રોણ તો અગ્નિનું રૂપ ધારણ કરી સીધા ઓરડામાં જ પેઠા. મહારાજ દ્રુપદ એક મોટા સિંહાસન ઉપર બેઠા બેઠા પાસેના ઓરડાની વાતચીત સાંભળતા હતા. દ્રોણે ઓરડામાં દાખલ થઈને ફરીથી પોકાર કર્યો: " મહારાજ દ્રુપદનો વિજય થાઓ, વિજય થાઓ! "

દ્રોણ સિંહાસનની નજીક પહોંચ્યા અને બોલ્યા: " મહારાજ દ્રુપદ! મને ઓળખ્યો કે ? "

" તમને જોયા તો લાગે છે. " દ્રુપદ બોલ્યા.

" હું દ્રોણ, ભરદ્વાજનો પુત્ર. અગ્નિવેશના આશ્રમમાં આપણે સાથે ભણતા. " દ્રોણે કહ્યું.

" હા, તમે કહો છો ત્યારે યાદ આવે છે ખરૂં. એટલા બધા શિષ્યો ભણતા હોય ત્યાં યાદ પણ કેમ આવે ? " દ્રુપદે કહ્યું.

દ્રોણ સિંહાસનની વધારે નજીક આવી બોલ્યા: " શિષ્યો તો એટલા બધા, પણ દ્રોણ અને દ્રુપદ તો

દિલોજાન મિત્રો, એટલો ફેર."

"મહારાજ!" દ્રુપદે રોફથી જણાવ્યું. "દૂર ઉભા રહો. રાજા મહારાજાઓને ગરીબ ભિક્ષુકો સાથે મૈત્રી હોતી નથી."

મણિધર સર્પને કોઇ મંત્રથી રોકી દે અને સર્પ જેમ ફૂંફાડા મારે તેમ દ્રોણ સ્તબ્ધ થઈ ગયા અને ફૂંફાડા મારવા લાગ્યા. તેમની આંખો લાલચોળ બની ગઈ, તેમનાં ભવાં ચડી ગયાં, તેમનો દેહ આખો ધ્રૂજવા લાગ્યો. છતાં ખામોશ પકડીને દ્રોણ બોલ્યા: "આ દ્રુપદ બોલે છે? આ પૃષત્ રાજાનો પુત્ર બોલે છે? આ અગ્નિવેશનો શિષ્ય દ્રુપદ બોલે છે? કે હું સ્વપ્નસૃષ્ટિ વચ્ચે ઉભો છું?"

"દ્રોણ!" દ્રુપદે પડકાર કર્યો. "પૃષત્ રાજાનો પુત્ર દ્રુપદ આ બોલે છે. પાંચાલ દેશનો ધણી દ્રુપદ આ બોલે છે. દ્રોણ! દ્રુપદરાજા દ્રોણનો મિત્ર હોઈ શકે નહિ. મૈત્રી તો સમાન માણસોની વચ્ચે જ સંભવે છે."

"પાંચાલના ધણી દ્રુપદ!" દ્રોણ જરા સ્વસ્થ થતા બોલ્યા. "અગ્નિવેશના આશ્રમમાં આપણે સાથે વિદ્યાભ્યાસ કરતા તે વખતે જીવનનાં જે જે સ્વપ્નો આપણે ઘડ્યાં હતાં તે બધાં યાદ છે?"

"તે દિવસે રચ્યાં હશે." દ્રુપદે બેદરકારીથી જવાબ વાળ્યો. "જુવાનીમાં તો માણસ એવાં કેટલાંયે

રંગબેરંગી સ્વપ્નો રચે છે.”

“દ્રુપદ, દ્રુપદ!” દ્રોણ દિલગીર થતા બોલ્યા. “આશ્રમના વાતાવરણમાં રચેલાં સ્વપ્નોની પણ રાજ-હૃદયમાં આટલી કિંમત થતી હશે તે આજે જ જાણ્યું.”

“દ્રોણ!” દ્રુપદ બોલ્યા. “તમારા જેવા ભામટાઓ અમારા જેવા રાજવીઓની સાથે સંબંધ બાંધવામાં સ્વાર્થની દૃષ્ટિ રાખતા હશે તેની પણ મને આજે ખબર પડી. ગરીબ તવંગર વચ્ચે મૈત્રી સાંભળી છે? વિદ્વાન મૂર્ખની વચ્ચે મૈત્રી સાંભળી છે? શુરવીર બીકણની વચ્ચે મૈત્રી સાંભળી છે? દ્રુપદ દ્રોણની વચ્ચે મૈત્રી ન હોય. દ્રોણ! તમે ભૂલ્યા.”

“દ્રુપદ!” દ્રોણનો ક્રોધ ફરી વધતો ચાલ્યો. “રાજાના લોહીની આટલી બધી ખુમારી? સિંહાસનનું આટલું બધું અભિમાન? તમે જગતના કોઇ અકસ્માતથી પૃષત્ રાજાને ઘેર અવતર્યા એટલે જ મોટા થઇ ગયા, અને હું ભરદ્વાજની ઝૂંપડીમાં જન્મ્યો માટે જ નાનો થઇ ગયો? રાજાઓનું લોહી રાતું હોય છે અને બ્રાહ્મણોનું શું કાળું હોય છે? દ્રુપદ, દ્રુપદ! વિચાર કરી જુઓ.”

“જે કહું છું તે વિચાર કરીને જ કહું છું.” દ્રુપદ બોલ્યા. “તમારે કાંઇ ધન વગેરે માગવું હોય તે ખુશીથી માગો. પણ તમારો મૈત્રીનો દાવો હું કબૂલ રાખી શકતો નથી. બાકી તો કોઈ પણ બ્રાહ્મણપુત્ર મારે વંદ્ય છે.”

"દ્રોણ દ્રુપદ પાસે ભીખ માગવા નથી આવ્યો." દ્રોણાચાર્યે બેધડક જવાબ આપ્યો. "ગરીબ તો પણ હું ભરદ્વાજનો પુત્ર અને ગુરુ અગ્નિવેશનો શિષ્ય છું. દ્રોણને જો દ્રુપદની સાથે મૈત્રી ન સંભવે તો દ્રુપદની પાસે દ્રોણ યાચના પણ ન કરે. દ્રુપદ, દ્રુપદ! બ્રાહ્મણ-જીવનની ગરીબાઈ હદ ઉપરાંત સાલશે તો બ્રાહ્મણ-જીવનનો ત્યાગ કરીશ પણ દ્રુપદ જેવા રાજા પાસે હલકાઇથી હાથ લાંબો નહિ કરૂં."

"એ તમારી મરજીની વાત છે." દ્રુપદે ઠંડે કલેજે જણાવ્યું.

"દ્રુપદ, દ્રુપદ!" દ્રોણે ચલાવ્યું. "આપણે આશ્રમમાંથી છૂટા પડ્યા ત્યારે આપે મને વચન સુદ્ધાંત આપેલું તે યાદ છે?"

"કહ્યું હશે કંઈક" દ્રુપદ બોલ્યા. "અત્યારે સાંભરતું નથી."

"ન સાંભરે, રાજન્! ન સાંભરે. એ નથી સાંભરતું એ પણ આ ગાદીના પ્રતાપ. મારા પિતા કહેતા કે માણસને બ્રાહ્મણ રહેવું હોય તો આવી ગાદીઓથી સો ગાઉ દૂર રહેવુ. દ્રુપદ, દ્રુપદ! બીજું તો કંઈ નહિ પણ તમારા જેવા રાજાઓ મારા જેવાનું આવું હડહડતું અપમાન કરે અને તે સ્વીકારીને ચાલતા થવું, એમાં મને મારી વિદ્યા લાજતી હોય એમ લાગે છે: એક વાર

તો તમારા જેવા રાજાઓને ઠેકાણે લાવવા માટે અમારે બ્રાહ્મણજીવનને ઘડીભર ખીંતીએ ટાંગીને શસ્ત્રો લેવાં જોઇએ, અને બતાવવું જોઇએ કે અમે શસ્ત્રો નથી લેતા તે અમારી સ્વેચ્છાથી; નહિ કે નામર્દાઇથી. તમે રાજાઓ રાજાઓની સાથે જ મૈત્રી કરતા હો તો એક વાર આ બ્રાહ્મણ દ્રોણ પણ રાજા થઇને તમારી મૈત્રીનો દાવો સિદ્ધ કરે એમ મનમાં થઈ જાય છે. દ્રુપદ, દ્રુપદ ! હજી વિચાર કરો."

"હવે વિચાર તમારે કરવાનો છે." દ્રુપદે કહ્યું.

"એમ ?" દ્રોણાચાર્ય ઉંડેથી વિચાર કરતા હોય તેવી રીતે બોલ્યા. "તમે વિચાર કરી લીધો હોય તો દ્રોણે પણ વિચાર કરી લીધો. દ્રુપદ ! તમે પૃષત્ રાજાના પુત્ર તો હું ભરદ્વાજનો પુત્ર; તમે અગ્નિવેશના શિષ્ય તો હું પણ અગ્નિવેશનો શિષ્ય; તમે મહારાજ તો હું શસ્ત્રવિદ્યાનો આચાર્ય. દ્રુપદ ! આ તમારા રાજદરબારમાં જ બ્રાહ્મણજીવનનો ત્યાગ કરૂં છું. પિતા ભરદ્વાજ ! ગુરુ અગ્નિવેશ ! ક્ષમા આપશો. બ્રાહ્મણજીવનનાં સ્વપ્નોને સિદ્ધ કરવા બીજો અવતાર લેવો પડશે તો લઇશ, પણ એક વાર તો આ દ્રુપદને ઠેકાણે લાવવા માટે મારી તમામ શસ્ત્રવિદ્યાનો ઉપયોગ કરી લઇશ. દ્રુપદ ! તમારા દરબારમાં મૈત્રીનાં સંસ્મરણો તાજાં કરવાની આશાએ આવ્યો હતો પણ અહીંથી તમારી સાથે દુશ્મનાવટ કેળ-

વવાનો નિરધાર કરીને જાઉં છું. રાજાઓની મૈત્રી કેવી દગાખોર હોય છે તેનું તમે મને આટલું મોડું મોડું પણ ભાન કરાવ્યું એ પણ એક ઉપકાર. રાજન્! વિદાય લઉં છું." દ્રોણ ચાલવા લાગ્યા.

"મહારાજ દ્રોણ!" દ્રુપદે દ્રોણને જતાં જતાં કહ્યું. "રાજાઓ ગાદી પર બેસે એટલે તેમને તો ગાદીનો કેફ ચડે; પણ બ્રાહ્મણોને ગાદી વિના પણ કેફ શાથી ચડતો હશે? વિદ્યાનો મદ એ રાજમદ કે ધનમદ કરતાં વધારે સારી વસ્તુ હશે?"

દ્રુપદના શબ્દો કાને પડ્યા ન પડ્યા અને દ્રોણ તો મહેલમાંથી બહાર નીકળ્યા.



# ગુરુદક્ષિણા

આગળ મહારાજ દ્રુપદ અને પાછળ પાંડુપુત્ર અર્જુન. દ્રુપદના જમણા હાથમાં સોનેરી દોરડું અને અર્જુનના જમણા હાથમાં રત્નજડિત તલવાર. કાંપિલ્ય-નગરના દરવાજા બહાર જ્યાં દ્રોણાચાર્ય કૌરવોથી વીંટળાઈને બેઠા હતા ત્યાં અર્જુન આવ્યો અને બોલ્યો: “ મહારાજ ! આ આપની ગુરુદક્ષિણા. ”

દ્રોણના હર્ષનો પાર ન હતો. મહિનાઓની પ્રતિજ્ઞા આજે સિદ્ધ થઈ એટલે દ્રોણાચાર્ય તો ફલાંગ મારીને ઉભા થયા અને બોલી ઉઠ્યા: “ સાબાશ, બેટા અર્જુન !

સાબાશ. તેં આજે મારી વિદ્યાને સફળ કરી. " અને બોલતાં બોલતાંજ અર્જુનને બાથમાં લઇ ખૂબ દાબ્યો.

" પાંચાલરાજ દ્રુપદ ! " દ્રોણ દ્રુપદની પાસે જઇને બોલ્યા. " મને ઓળખ્યો કે ? "

દ્રુપદે છાતી પહોળી કરી, આંખમાં ઉગ્રતા ધારણ કરી, નીડર અવાજે જવાબ વાળ્યો: " દ્રોણ ! મેં તો તમને ક્યારનાયે ઓળખ્યા છે. આજે મારી ખાત્રી થઇ કે મેં તમને તે દિવસે સાચા જ ઓળખ્યા હતા. "

" દ્રુપદ રાજન્ ! " દ્રોણ બોલ્યા. " આ અર્જુને આજે તમને બંદીવાન કર્યા છે અને મને સોંપ્યા છે. હવે દ્રુપદ અને દ્રોણ વચ્ચે મૈત્રી સંભવે ખરી ? હવે દ્રુપદ અને દ્રોણ સમાન કોટિ પર આવ્યા કહેવાય ? "

દ્રુપદે ખડખડાટ હાસ્ય કર્યું. જવાબ ન વાળ્યો.

" પાંચાલરાજ ! " દ્રોણ અધીરા થયા. " બોલો. જવાબ કેમ નથી આપતા ? "

" દ્રોણ ! " દ્રુપદે શરૂ કર્યું. " જવાબ શો આપું ? ભરદ્વાજના પુત્ર અને અગ્નિવેશના શિષ્ય દ્રોણ ત્રણ તસુ જમીનના દ્રુપદ જેવા ઠાકરડાની સમાન થવા માટે બ્રાહ્મણજીવનનો ત્યાગ કરે, અને હસ્તિનાપુરના દરબારમાં પોતાની વહાલી વિદ્યાને વેચે એ શરમની વાત છે ! દ્રોણ, દ્રોણ ! તમે મારા સમાન તો થયા જ પણ એ સમાનતા ખરીદ કરવામાં તમે બહુ મોઘું મૂલ આપ્યું. "

દ્રુપદનો આવો અણધાર્યો જવાબ સાંભળીને દ્રોણ જરા ઝંખવાણા પડી ગયા, પણ બોલ્યા: "દ્રુપદ ! એક વાર તો મેં સ્વમાનની ખાતર જે પ્રતિજ્ઞા કરી હતી તે પૂરી કરી અને તમને ઠેકાણે આણ્યા. પાંચાલના દરબારમાં તમે મારો પરાજય કર્યો હતો તેના બદલામાં આજે મારા શિષ્યોએ તમારો પરાજય કર્યો એટલો મને સંતોષ છે."

મહારાજ દ્રુપદ છાતી ફૂલાવતા બોલ્યા: "મને કુંતીપુત્ર અર્જુને આ દોરડાથી બાંધ્યો છે તેથી તમારો વિજય થતો હોય તો ભલે થાય. પણ દ્રોણ ! હું તો આજે પણ દ્રુપદનો જ વિજય જોઈ રહ્યો છું. મને માફ કરજો. તમે કાંપિલ્ય છોડીને કૃપી તથા અશ્વત્થામાને લઇને હસ્તિનાપુર તરફ પગ માંડ્યા ત્યારથી આજ સુધીની તમારી તમામ હિલચાલથી હું વાકેફ છું એમ ચોક્કસ સમજજો. માટે જ કહું છું કે દ્રોણ ! વિજય કોઇનો થયો હોય તો દ્રુપદનો થયો છે. અને દ્રોણ તો વિજયને બદલે પરાજયને માર્ગે નીકળી ચૂક્યા છે !"

પાંચાલરાજનાં આવાં ધૃષ્ટ વાક્યો સાંભળીને દ્રોણાચાર્ય તો ચકિત જ થઈ ગયા. તેમણે આશા રાખી હતી કે દ્રુપદ પોતાને ચરણે આવીને દીનતા દાખવશે, ગળગળો થઇ જશે, તેના મનમાં શરમ આવશે અને પગે પડીને પોતાની ભૂલ કબૂલ કરશે. પણ દ્રુપદ તો ઉલટો બમણા જોસથી પોતાનો વિજય થયો હોય એમ મહાલવા લાગ્યો

એટલે દ્રોણનું મન જરા ખિન્ન થયું. છતાં દ્રોણ બોલ્યા: "દ્રુપદ! મારા આ દેખીતા વિજયનો ઇનકાર કરીને તમે તમારો વિજય ગાઓ છો, તો મને સમજાવશો કે તમારો વિજય કેમ થયો?"

દ્રુપદે તરત જ જવાબ વાળ્યો: "હજી દ્રોણ પોતાની વિરુદ્ધ કોઈ બોલે તો પણ સાંભળી શકે છે તેથી હું રાજી થાઉં છું. આચાર્ય! સાંભળો. તમે પોતે ભરદ્વાજના પુત્ર અને અગ્નિવેશના શિષ્ય. ભરદ્વાજની પાછળ અગ્નિવેશે આશ્રમ સંભાળ્યો તેમ અગ્નિવેશની પાછળ તમે આશ્રમ સંભાળી શકત, અને ભારતવર્ષના કેટલાયે ક્ષત્રિયકુમારોને અસ્ત્રવિદ્યાનો ઉપદેશ આપી શકત. તેમ કરવાને બદલે તમે હસ્તિનાપુરના રાજકુટુંબમાં તમારી વિદ્યા વેચી; તમે આખા દેશના આચાર્ય મટીને ગણ્યાગાંઠ્યા શિષ્યોના આચાર્ય થયા. આ તમારો પહેલો પરાજય."

"દ્રુપદ!" દ્રોણ બોલી ઉઠ્યા. "એ તો તમે મારું અપમાન કર્યું એટલે મારા માટે બીજો રસ્તો જ ન હતો."

દ્રુપદ બોલ્યા: "હું અપમાન કરનાર કોણ? તમારા બ્રહ્મત્વમાં વીર્ય હોય તો દુનિયાના તમામ દ્રુપદો એકઠા થઇને અપમાન કરે તોયે શું તે ઝાંખું પડે છે? મારા જેવાં કૂતરાં તો કેટલાંયે ભસ્યા કરે તેથી શું થઈ ગયું? અને મારી મૈત્રી શી? દ્રોણ જેવો બ્રાહ્મણ મારી

મૈત્રી માગવા આવે? આચાર્યદેવ! હજારો દ્રુપદો તમારા જેવા બ્રાહ્મણના પગ તળાંસે તોયે તેમને મૈત્રી ન મળે એવા તમે બ્રાહ્મણ. પણ મારા વચનના માર્યા મારી જ સમાનતા શોધવા નીકળ્યા એટલે તો મને તમારા જેટલો ઉચ્ચ બનાવવાને બદલે તમે મારી કક્ષાએ નીચા ઉતર્યા! તમે રાજગુરુ થયા; તમારી ઝૂંપડીને બદલે તમને રહેવાને મહેલ મળ્યો; તમારાં અને કૃપીનાં ચીંથરાને સ્થાને આજે અંબરો આવ્યાં; તમારા અશ્વત્થામાને લોટ પાણીને બદલે દૂધનાં ગોરસાં સાંપડ્યાં, અને આજે મને કેદ કર્યો છે એટલે તમે પાંચાલરાજ પણ થશો. દ્રોણ! આ બધું મળ્યું. પણ આ મેળવવા માટે તમે તમારું બ્રાહ્મણજીવન ખર્ચી નાખ્યું તેનો તમે વિચાર કર્યો છે? અને દ્રોણ! મારા જેવા પામરની વાણી સાચી માનો તો કહું છું કે શુદ્ધ બ્રાહ્મણજીવનની સાથે આખાયે જગતનું સામ્રાજ્ય પણ ત્રાજવામાં ટકે તેમ નથી. આ તમારો બીજો પરાજય."

"દ્રુપદ!" દ્રોણ બોલ્યા. "તમારા શબ્દો ચિત્તમાં પડે છે તે સાથે જ દાહ ઉભો કરે છે. હવે કાંઈ કહેવું છે?"

દ્રુપદ બોલ્યા: "સાંભળવું હોય તો કહેવાનું તો હજીયે છે. ભીલ રાજકુમાર એકલવ્ય તમારી પાસે વિદ્યા શીખવા આવ્યો હતો, ખરું?"

"હા, આવ્યો હતો. પણ મેં તેને ન સ્વીકાર્યો."

દ્રોણે જવાબ વાળ્યો.

"હું એ જ કહેવાનો છું." દ્રુપદ બોલ્યા. "મારા મહેલમાં તમે જ પૂછતા હતા કે શું ક્ષત્રિયનું લોહી રાતું હોય છે અને બ્રાહ્મણનું કાળું હોય છે? દ્રોણ! તમને જ હું પૂછું. પાંડવ કૌરવોનું લોહી રાતું હતું અને ભીલ-કુમારનું કાળું હતું? અમે તો સંસારના માણસો. ક્ષુદ્ર સ્વાર્થની ખાતર લોહી લોહીના ભેદો પાડીએ, ગરીબ તવંગરના ભેદો પાડીએ, દેશપરદેશના ભેદો પાડીએ, સંસ્કારી અસંસ્કારીના ભેદો પાડીએ, અને એવી અનેક દીવાલો ઉભી કરીએ. પણ તમે તો આચાર્ય! તમે તો અધિકારીને દીક્ષા આપો. બ્રાહ્મણે જ્ઞાનનું પરબ માંડ્યું હોય ત્યાં જે કોઇને તરસ હોય તે છૂટથી તે છિપાવે. દ્રોણાચાર્ય! તમે ઉઠીને એકલવ્યનો અસ્વીકાર કર્યો એ તમારો ત્રીજો પરાજય"

"તમે કહો છો તે ઠીક છે." દ્રોણ બોલ્યા. "પણ પિતામહનો વિચાર જ એવો હતો કે રાજકુમારોને બીજા જેવા તેવા શિષ્યો સાથે ભેળવવાથી કુસંસ્કારો પડે માટે બીજા કોઇને મારે તેમની સાથે ભણાવવા નહિ."

"પિતામહ તો એમ જ કહે." દ્રુપદ બોલ્યા. "પણ તમે તો સાચી વાત જોઇ શકો ને? રાજકુમારોના સંસ્કારો કેવા હોય છે તેની તો મનેય ખબર છે. એ વાત જ જવા દો. પણ તમે તો ભીષ્મથીયે આગળ ચાલ્યા."

"એ કઈ રીતે?" દ્રોણે પૂછ્યું.

"જે એકલવ્યને તમે હાસ્તનાપુરમાં ન સ્વીકાર્યો તેની જ પાસે પાછો અંગૂઠો લેવા તમે જ દોડ્યા!" દ્રુપદ હસ્યો. "કેમ ખરૂં કે? એ તમારો શિષ્ય ન હતો તો તેની પાસેથી ગુરુદક્ષિણા માગવાનો તમને શો અધિકાર હતો? પણ દ્રોણ! તમે તેના ગુરુ પણ થયા, દક્ષિણા પણ માગી, અને દક્ષિણામાંયે તેનો અંગૂઠો! તમારો આ અર્જુન સર્વશ્રેષ્ઠ બાણાવળી થાય એટલા મોહની ખાતર એકલવ્યનો અંગૂઠો કાપી લેતાં દ્રોણને શરમ ન આવી! દ્રોણ! તમે રાજકુમારોના આચાર્ય થયા, રાજમહેલમાં રહેવા લાગ્યા અને મારા જેવા રાજાઓને દંડ આપવા નીકળ્યા, એટલે ધીમે ધીમે તમારા બ્રાહ્મણજીવનના પાયા ખવાવા લાગ્યા છે. અને જો વખતસર નહિ ચેતો તો પરિણામ બૂરૂં આવશે."

"દ્રુપદ!" દ્રોણ બોલ્યા. "મેં તો તમારા વચનથી પ્રેરાઈને તમારો પરાજય કરવાની પ્રતિજ્ઞા કરી હતી તે આજે પૂરી કરી. હવે પછી શું કરવું તેનો વિચાર હું કરી લઈશ."

"આચાર્ય! ભુલો છો." દ્રુપદે કહ્યું. "તમે રણસંગ્રામમાં આજે મારો પરાજય કર્યો એ વાત તદ્દન સાચી છે. પણ મારા જેવાના પરાજયનુ પરિણામ તમે કલ્પી શકતા નથી. તમને શું એમ લાગે છે કે દ્રુપદનો

પરાજય થયો એટલે બધું પતી ગયું ? મેં રાજમહેલમાં તમારો પરાજય કર્યો એટલે તમને મારો પરાજય કરવાનો હઠ ચડ્યો. આજે તમે મારો પરાજય કર્યો છે તે પરાજય પણ વાંઝિયો નહિ રહે. આ પરાજયનાં કચ્ચાંબચ્ચાંઓ અવતરશે ત્યારે તેમને પહોંચી વળવું કોઇને પણ ભારે થઈ પડશે. દ્રોણ! તમે બ્રાહ્મણ હતા તો પણ તમને મારાં વચન સાંભળીને ઝાંઝ ચડી અને તમે વેર વાળ્યું. ત્યારે હું તો ક્ષત્રિય છું; મારી નસોમાં પૃષત્ રાજાનું લોહી વહે છે; મારાં માનાપમાનોનું ધોરણ રાજમહેલોમાં ઘડાયું છે. એટલે તમે એમ તો નહિ જ માનતા કે દ્રુપદ આ પરાજય શાંતિથી જીરવી લેશે. હા, મને એમ દેખાય છે કે તમે મારૂં અપમાન જીરવી ગયા હોત તો મને વિચાર થઇ પડત, અને જીંદગીની કોઈ ધન્ય ક્ષણે દ્રોણના ચરણમાં દ્રુપદ માથું ઝુકાવત. પણ દ્રોણ! આજે હવે એ આશા ન રાખો. આચાર્ય! હું સમજી શકતો નથી કે કયા કાળબળથી પ્રેરાઈને મેં તે દિવસે તમારો ઇનકાર કર્યો. પણ આજે તો હવે બાણ ધનુષ્ય પરથી છૂટી ચૂક્યું છે. આચાર્ય દ્રોણ! શા વિચારમાં પડી ગયા ?"

"દ્રુપદ!" દ્રોણ સ્વપ્નમાંથી જાગ્યા હોય તેમ સાવધ થઇને બોલ્યા. "આજે જાણે કેટલાંયે વર્ષોને વીંધીને અગ્નિવેશના આશ્રમનાં ચરણો ધોતી નદીને કાંઠે

ચાંદનીમાં બન્ને બેઠા છીએ, અને દ્રુપદકુમાર જીવનની અનેરી વાર્તાએ ચડ્યા છે એમ મને થઈ ગયું. દ્રુપદ! એ ગુરુકુલવાસ ક્યાં અને દ્રુપદનું આ બંધન ક્યાં? અર્જુન! દ્રુપદ મહારાજને બંધનથી મુક્ત કરો. મહારાજ દ્રુપદ! મારૂં ચિત્ત અસ્વસ્થ થયું છે એટલે હું જલદી હસ્તિનાપુર પાછો જવા માગું છું. તમને તમારી પાંચાલની ગાદી પર પુનઃ સ્થાપું છું. પણ આ વિજયના મારા હિસ્સા તરીકે અર્ધ પાંચાલ પર આજથી દ્રોણની આણ વર્તશે."

"જેવી આચાર્યની મરજી." દ્રુપદ બોલ્યા.

"મહારાજ દ્રુપદ! તમે રાજી થયા?" દ્રોણે પૂછ્યું.

"રાજી તો તમારે થવાનું છે." દ્રુપદે કહ્યું. "બ્રાહ્મણોની પ્રસન્નતા પર જગતના કલ્યાણનો આધાર છે. પણ દ્રોણાચાર્ય! બ્રાહ્મણો બ્રાહ્મણજીવનનો ત્યાગ કરી સંસારના કીડા થવા લાગે ત્યારે તેમનો વધ કરનારાં બળો દુનિયામાં જન્મવાનાં જ એ નક્કી સમજજો. આજે તો તમે સિધાવો. કુમારો! તમેય જવાના હશો. કુંતીપુત્ર અર્જુન! તમારા શૌર્યથી હું આજે ચકિત થયો છું."

દ્રુપદ મહારાજ સૌને વળાવીને નગરમાં પાછા ફર્યા. દ્રોણાચાર્ય અને રાજકુમારોએ હસ્તિનાપુર તરફ પોતાના રથો મારી મૂક્યા.

---

## યુદ્ધસભામાં

દુર્યોધને પાંડવોનો યુદ્ધનો પડકાર સ્વીકાર્યો અને કુરુક્ષેત્રના મેદાન પર અગિયાર અક્ષૌહણી સેના જમા થવા લાગી. આખીયે કૌરવસેનાને મોખરે ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યને રાખવાનો દુર્યોધનનો સંકલ્પ હતો. કર્ણ યુદ્ધમાં ભાગ લેશે તો પિતામહ મન મૂકીને સેનાપતિનું કામ નહિ કરે એવી બીકથી કર્ણને શરૂઆતમાં યુદ્ધથી છૂટો રાખ્યો હતો. કુરુક્ષેત્રના મેદાન પર છાવણીનો પડાવ નાખી શકાય એટલી પૂર્ણ તૈયારી થઈ રહી એટલે હસ્તિનાપુરના સૈન્યને ઉપડવાનો હુકમ મળ્યો.

સેનાના અગ્રભાગે ભીષ્મ અને દ્રોણ જવાના હતા. સૈન્યની કૂચના આગલે દિવસે રાત્રિએ યુદ્ધ સંબંધી છેવટનો વિચાર કરવા માટે, અને આખાયે યુદ્ધની યોજનાનો કાચો પાકો આલેખ કરવા માટે દુર્યોધનના મહેલમાં કૌરવોની યુદ્ધસભા એકઠી મળી સમગ્ર યુદ્ધરચનાના વિચક્ષણ દૃષ્ટા તરીકે ભીષ્મપિતામહ આ સભાના સભાપતિ તરીકે એક મોટા સિંહાસન પર બિરાજ્યા હતા; દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, કૃતવર્મા, દુઃશાસન, શકુનિ, દુર્યોધન વગેરે તમામ હાજર હતા. રાધાપુત્ર કર્ણ એક બાજુ ખુણામાં બેઠો બેઠો બધું સાંભળતો હતો.

પિતામહે સભાનું કામકાજ શરૂ કરવાનું કહ્યું કે તરત જ દ્રોણાચાર્ય આસન પરથી ઉભા થયા અને આખી સભા સાંભળે તેમ ધીર ગંભીર અવાજે બોલ્યા: "આ ભારતીય યુદ્ધનો આલેખ આપણે આ સભામાં વિચારીએ તે પહેલાં જ મારે આ સભાની પાસે થોડીએક વાતો મૂકવી છે. આજે જે કાંઇ હું કહું છું તે આજ સુધીમાં અનેક પ્રસંગોએ જુદી જુદી રીતે મેં કહ્યું તો છે જ. પણ આજે એ બધા પ્રસંગોને એક સાથે ગોઠવીને રજુ કરૂં એટલે મારા કહેવાનો આશય વધારે સ્પષ્ટતાથી સૌના ખ્યાલમાં આવશે. અલબત્ત, યુદ્ધનો સમય એટલો બધો નજીક આવી ચૂક્યો છે અને લશ્કરને કૂચ કરવાના

હુકમો એટલા તાકીદના છે કે મારૂં કહેવું આજે આખર ઘડીએ કડ્વું લાગશે. પણ સત્ય હોય તે કોઈ પણ સ્થળે અને કોઈ પણ કાળે કહેવું જ જોઈએ એમ સમજી, આવે કવખતે પણ બોલું છું.

"પાંડવ કૌરવોનું આ મહાયુદ્ધ કોઈ રીતે અટકે અને દુર્યોધન તથા યુધિષ્ઠિર આપસઆપસમાં સમાધાન કરી લે તેવું કરવાની ખાસ જરૂર છે. આ ભારત કુમારોનો આચાર્ય એવો હું જાતનો બ્રાહ્મણ છું. જગતમાં આવા આવા જ્વાળામુખીઓ ફાટી નીકળે છે તે પહેલાં ધરતીના પડમાં કેટલાંયે વર્ષોથી ઉના ઉના ધગધગતા રસો જોસથી વહેતા હોય છે, તેની પૃથ્વીના તળ પર રહેનારા લોકોને ખબર પણ નથી હોતી. છતાં પૃથ્વીનાં પડોને ઓળખનારા બ્રાહ્મણો તે કળી લે છે. ભારતવર્ષના ક્ષત્રિયસમાજમાં આજે વર્ષો થયાં આવાં ઉનાં વહનો હું નીરખતો આવ્યો છું, એટલે આ યુદ્ધ તો માત્ર આવાં વહનોનું છેલ્લું પરિણામ જ છે એમાં શક નથી. છતાંયે પિતામહ! આ પરિણામને અટકાવી શકાય તેવું હું માનું છું. માટે કહું છું કે દુર્યોધન યુધિષ્ઠિરની સાથે સમાધાન કરી લે.

"ભીષ્મ! તમે કુરુકુળના પિતામહ છો. આખ્ખાયે કુરુકુળના કલ્યાણના રક્ષક છો. તો આજે કુરુકુળના અમંગલરૂપ એવા આ યુદ્ધના સાક્ષી શા માટે બનો છો?

આ દુર્યોધને પાંડવોને હેરાન કરવામાં બાકી નથી રાખી. મને તો લાગ્યું છે કે પાંડવોને હેરાન કરવાનો એક જ વ્યવસાય દુર્યોધનના આખા જીવતરમાં ચાલે છે. આ દુર્યોધને ભીમને ઝેર ખવરાવ્યું; આ દુર્યોધને પાંડવોને બાળી મૂકવાની યોજના કરી; આ દુર્યોધને પાંડવોને જુગારમાં કપટથી જીત્યા; આ દુર્યોધને મારા તમારા દેખતાં પાંચાલીની લાજ લીધી; આ દુર્યોધને પાંડવોને મૃગચર્મ અને વલ્કલ પહેરાવીને વનમાં કાઢ્યા; અને આજે આ દુર્યોધન પાંડુરાજાના પુત્રોને એક તસુ જેટલી જમીન પણ ન આપવાની હઠ લઈને બેઠો છે.

"રાજન્યો! દૂધના જેવી અમૃત વસ્તુ પણ સર્પના પેટમાં ઝેર થાય છે તે આપણે જાણીએ છીએ. મહારાજ યુધિષ્ઠિર ધર્માત્મા છે. તેને કોઈની સાથે દુશ્મનાવટ નથી એટલે તો તે અજાતશત્રુ કહેવાય છે. પાંડવોએ ધૃતરાષ્ટ્રની આજ્ઞાનું કદી ઉલ્લંઘન કર્યું નથી; દુર્યોધનને ગંધર્વોએ પકડ્યો ત્યારે પાંડવોએ તેને છોડાવ્યો; જયદ્રથે દ્રૌપદી ઉપર કુદૃષ્ટિ કરી તો પણ દુઃશલાના પતિ જયદ્રથને યુધિષ્ઠિરે માફી આપી. પણ આ અને આવા અનેક ઉપકારોને દુર્યોધન ગળી ગયો છે અને તેના બદલામાં તેણે તો વેર ઝેર જ કાઢ્યાં છે.

"પિતામહ! એક વાત તમારે અને મારે વિચારવાની રહે છે. આ દુર્યોધન મારા અને તમારા પર આ-

યુદ્ધ માંડી બેઠો છે, અને માંડે જ. કારણ આપણે જો કે આજ સુધી દુર્યોધનના એક પણ અધર્મને નિંદ્યા વિના રહ્યા નથી, છતાં પણ આપણે તેનો સાથ છોડ્યો નથી. દ્યૂતસભામાં આપણા દેખતાં કૌરવોએ પાંચાલીની લાજ લૂંટી અને સમગ્ર આર્યસંસ્કૃતના અધિપતિ ભીષ્મ તથા સમગ્ર શસ્ત્રવિદ્યાના આચાર્ય દ્રોણ મૂઢની માફક જોઈ રહ્યા! તે દિવસે બહાદુર વિકર્ણને પુણ્યપ્રકોપ થઈ આવ્યો પણ આપણને ન થયો. પિતામહ! અધર્મીને અધર્મોના કાર્યમાં મૂંગો સાથ આપવો એ પણ અધર્મ જ છે, તે હું બરાબર સમજું છું. છતાં મારી નિર્બળતાને લીધે હું દુર્યોધનને છોડી શકયો નથી. પિતામહ! ભરદ્વાજના પુત્ર અને અગ્નિવેશ મુનિના શિષ્ય દ્રોણનું એટલું બ્રહ્મવર્ચસ્ હસ્તિનાપુરના રાજમહેલમાં ખવાઈ ગયું એમ મારે શરમ સાથે કબૂલ કરવું જોઇએ. પણ ભીષ્મ! જીવનભર બ્રહ્મચર્યની ભીષણ પ્રતિજ્ઞા લેનાર અને પોતાની ટેકની ખાતર પરશુરામ જેવા ગુરુની સાથે પણ લડાઇમાં ઉતરનાર ભીષ્મને પુણ્યપ્રકોપ કેમ થતો નથી ?

“ ભાઈ દુર્યોધન! એક બીજી વાત તારે ધ્યાનમાં લેવા જેવી મને લાગે છે. તું પિતામહ ઉપર અને મારા ઉપર યુદ્ધનો આધાર રાખીને બેઠો છે. અમે બન્ને ધારીએ તો આખી પૃથ્વીને એક દિવસમાં ઘેર લાવીએ તેમાં

શંકા નથી. અમે બન્ને સાક્ષાત ઈંદ્રને પણ હંફાવવો હોય તો જરૂર હંફાવીએ. પણ ભાઇ દુર્યોધન! અહીં તો પાંડવોની સાથે કામ લેવાનું છે; અને તેમાંયે પાંડુ-પુત્ર અર્જુનની સાથે. દુર્યોધન! તું અર્જુનને બરાબર ઓળખતો નથી. તને એમ જ લાગ્યા કરે છે કે ભીષ્મને અને દ્રોણને પાંડવો તરફ પક્ષપાત છે એટલે એ લોકો એવુ જ બોલ્યા કરે છે. અલબત્ત, મને અર્જુન પર પક્ષપાત છે એમાં શક નથી; અર્જુન જેવા શિષ્ય તરફ જે ગુરુને પક્ષપાત ન હોય તે ગુરુ વિદ્યાનો સાચો ઉપાસક નથી. પણ દુર્યોધન! આ માત્ર પક્ષપાતનો સવાલ નથી. ભીષ્મ તેમ જ હું બન્ને વૃદ્ધ છીએ એટલે જુવાન અર્જુનને ઝડપમાં તેમ જ દૃઢતામાં પહોંચી શકવાના નથી. વિરાટના રણક્ષેત્ર પર જ્યારે એકલો અર્જુન આપણને બધાને હાથમાં તાળી દઈને ચાલ્યો ગયો ત્યારે તેં આ અનુભવ્યું છે. તેમ આ વૃદ્ધાવસ્થા કે જુવાની માત્ર ઉંમરની જ નથી. આખી શસ્ત્રાસ્ત્ર વિદ્યામાં હું અને પિતામહ વૃદ્ધ છીએ, ત્યારે અર્જુન જુવાન છે. આજથી વીશ વર્ષ પહેલાં અમે ખરેખર જુવાન હતા; એ જમાનાનાં નવેનવાં શસ્ત્રાસ્ત્રો તથા તેની કળા અમારાથી અજાણ્યાં ન હતાં. આજે પૃથ્વી પરનાં છેલ્લામાં છેલ્લાં શસ્ત્રાસ્ત્રોનો અમને ઓછો પરિચય છે. અમારી શસ્ત્રવિદ્યા સમર્થ તો છે જ, પણ જેટલી તે સમર્થ છે તેટલી તે અદ્યતન નથી. અર્જુન તો શસ્ત્રાસ્ત્રવિદ્યાના અદ્યતન

આચાર્ય પશુપતિ પાસેથી નવી વિદ્યા શીખીને આવ્યો છે, એટલે અર્જુનની જુવાની અને શસ્ત્રાસ્ત્રવિદ્યાની છેલ્લામાં છેલ્લી શોધનો તેનો પરિચય મને અને ભીષ્મને ટકવા દે તેમ નથી એ ચોક્કસ છે. જે વિદ્યા જૂની થઇ અને જે વિદ્યાને નિત્યનિરંતર નવીનતાનો ઓપ ન ચડ્યો, તે ગમે તેવી સમર્થ હોય તો પણ નવા યુગની સામે ટકી શકતી નથી એમ જગતના બ્રાહ્મણો કહેતા આવ્યા છે.

"પિતામહ! વળી દુર્યોધન એક વાત ભૂલી જાય છે. અર્જુનના રથ પર શ્રીકૃષ્ણ હાથમાં ચાબુક લઇને બેસવાના છે તે દુર્યોધનના મનમાંથી સરી ગયું લાગે છે. પિતામહ! આ શ્રીકૃષ્ણને તમે તો સારી રીતે ઓળખ્યા છે. રાજસૂય યજ્ઞ વખતે આ શ્રીકૃષ્ણને તમે જ પ્રથમ અર્ઘ્યના અધિકારી ગણ્યા હતા, અને તમારો વિરોધ કરનાર શિશુપાળનું માથું ધડ પરથી નીચે પડ્યું હતું. આ વિદુર વગેરે તો શ્રીકૃષ્ણને સાક્ષાત્ ઈશ્વરના અવતાર માને છે. હું સાદી વાત સીધી રીતે મૂકું છું. શ્રીકૃષ્ણ આપણા આજના યુગપુરુષ છે. આપણા આજના યુગના આંતર્-બાહ્ય પ્રવાહો, આજના યુગનું સમગ્ર જીવન, શ્રીકૃષ્ણના જીવનમાં મૂર્તિમંત થતું દેખાય છે. અને આજે જો કોઇ પણ એક પુરુષ આખા ભારતના જીવનને ઘડી રહ્યા હોય તો તે આ શ્રીકૃષ્ણ છે. એવા યુગપુરુષ હાથમાં ચાબુક

લઇને જે રથને ગતિ આપે તે રથને રોકવાની કોની તાકાત છે? ભીષ્મ! તમારૂં અને મારૂં બળ ગમે તેટલું હોય તો પણ આપણે અર્જુનના રથની સામે ટકવાના નથી. અર્જુન જુવાન છે, એની વિદ્યા તદ્દન તાજી છે, એના પક્ષમાં ધર્મ છે; અને ભારતવર્ષના આખા સમાજની નાડ કેવી ધબકે છે તે તપાસીને જુઓ તો સમાજના આખા હૃદયનો આંતર પ્રવાહ પાંડવોની તરફ વળે છે.

"પિતામહ! આપણે એ પણ ભૂલીએ નહિ કે પાંડવો યુદ્ધમાં ઉતરે છે તે પોતાની ખાતર. એ યુદ્ધની પાછળ તેમની અંતરની દાઝ છે, તેમનાં પોતાનાં દુઃખોનું સ્મરણ છે, તેમના પોતાના રાજભાગનો કાંટો છે. હું અને તમે યુદ્ધમાં ઉતરશું તેની પાછળ આવાં પ્રખર બળો છે? દુર્યોધન અને કૌરવભાઇઓને કાંટો ખરો, પણ આપણને તેટલો નહિ. તેટલે અંશે કૌરવસેના નબળી રહેવાની. અર્જુનને આપણા પર બાણો છોડતી વખતે જે કિન્નો આવશે તે આપણને નહિ આવે. આપણને તો અર્જુનનો પક્ષપાત થશે એટલે કદાચ હાથ ઢીલા પડશે; અને ઢીલા નહિ પડે તોયે આપણે ફરજની લૂખી ગણતરીથી લડવાના; અંદરના ઉકળાટથી નહિ.

"દુર્યોધન! અર્જુનનાં બધાં સાધનો જગતની ઉત્તમ શસ્ત્રાસ્ત્રશાળામાં બનેલાં છે. તેનો રથ, રથ પરનો ધ્વજ,

તેનું ગાંડીવ, તેનાં ભાથાં, તેનાં શસ્ત્રો આ બધાં વરુણદેવની ખાસ પ્રયોગશાળામાં બનાવેલાં છે; અને તેમની બનાવટમાં જરાયે ખોડખાંપણ નથી. આ સાધનોની બરાબરી કરે એવાં સાધનો ભીષ્મની પાસે કે મારી પાસે છે જ નહિ.

"પિતામહ! હું ઘણું બોલ્યો. યુદ્ધનો આલેખ વિચારીએ તે પહેલાં આ બાબતોનો વિચાર થાય અને હજીયે કાળની ઇચ્છા હોય ને યુદ્ધ બંધ રહે તો બહુ સારું, એમ મને લાગે છે."

દ્રોણ પોતાના આસન પર બેઠા એટલે તરત જ કુમાર દુર્યોધન ખોંખારો ખાતો ઉભો થયો, અને કૌરવોની તાળીઓના ગડગડાટ વચ્ચે એણે શરૂ કર્યું. "પિતામહ! દ્રોણાચાર્યે જે બધું કહ્યું તે મેં સાંભળ્યું છે. જે લોકો વૃદ્ધ થાય છે તેઓ કોઈ પણ કાર્યમાં ઝુકાવવાને બદલે તેના પર નકામાં ચૂંથણાં ચૂંથવામાં જ વખત ગાળે છે. એ રીતે દ્રોણ ખરેખર વૃદ્ધ થઈ ગયા છે. હું તો ટૂંકામાં જ પતાવીશ. દુર્યોધને જે યુદ્ધ માંડ્યું છે તે બંધ રહેવાનું નથી. તમે અને આચાર્ય નહિ આવો અથવા બીજા રાજાઓ પણ મારું પડખું છોડશે તો પણ હું, શકુનિ, દુઃશાસન અને કર્ણ એ ચાર જણા લડશું. પિતામહ! લાંબી વાતનાં ગાડાં ભરાય. તમે અને આચાર્ય નક્કી કરી લ્યો, એટલે યુદ્ધનો વિચાર આગળ ચલાવી શકાય. આચાર્યના જેવા બ્રાહ્મણો વિદ્યાનો ઉપ-

દેશ આપવા માટે સારા હોય છે પણ જીવનમાં એ વિદ્યાનો રીતસર અમલ કરવાનું ક્ષાત્રબળ એ બિચારા ક્યાંથી લાવે ? ”

“ કુમાર ! ” આચાર્ય અકળાઈને બોલ્યા. “ લડવું જ હશે તો દ્રોણ તમારી સાથે જ છે. પણ મારા વિચારો તો નારે મૂકવા જ જોઈએ. ”

“ જરૂર.” દુર્યોધને તરત જ જવાબ વાળ્યો. “ મારી સાથે રહેવું ન રહેવું એ તમારી મુનસફીની વાત છે. છેવટની મંત્રણા વખતે દ્રોણ પાસેથી મેં જુદી આશા રાખી હતી, પણ થયું. તમને ઓળખવામાં મેં ભૂલ કરી હોય તો તેનું ફળ પણ મારે જ ચાખવું જોઈએ. પિતામહ ! અમારા બધાના તરફથી હું કહું છું કે અમે તો યુદ્ધના પાસા નાખ્યા તે નાખ્યા. તમે અમારી સાથે જ છો એમ હું સમજ્યો છું. ભીષ્મના બળ ઉપર હસ્તિનાપુરના તખ્તનો એટલો તો હક્ક છે જ. આચાર્ય પોતાનો નિર્ણય જાહેર કરે અને આપણે આગળ ચલાવો.”

“ દ્રોણાચાર્ય ! ” પિતામહ બોલ્યા. “ તમે જે કહો છો તે બધું યથાર્થ છે. દુર્યોધન સમજે તો હજીયે ક્ષત્રિયોનો નાશ થતો અટકે તેમ છે. પણ કાળને બીજું ગમે છે ! દુર્યોધન સમજે તેમ નથી. માટે આપણે આપણાથી બને તેટલું કરી છૂટવું. આપણે યુદ્ધમાં સામેલ હશું તો લડાઈ શરૂ થયા પછી પણ લાગ જોઈને

સમાપાન કરાવી શકશું; માટે તમે પણ તમારો સૂર સૌની સાથે મેળવો અને યુદ્ધના કાચાપાકા આલેખમાં તમારા જ્ઞાન અને અનુભવના રંગો પૂરો.”

ભીષ્મનાં વચન સાંભળીને કૌરવો બધા હર્ષમાં આવી ગયા એટલે દ્રોણ ઉભા થઈને બોલ્યા: “પિતામહ! જેવી કાળની ઇચ્છા. દુર્યોધન! ભીષ્મપિતામહની સાથે તારે પડખે ઉભા રહેવા માટે મને કોણ ધકેલે છે તે સમજાતું નથી. પણ ગમે તે હોય, વિનાશના ઉંડામાં ઉંડા ખાડામાં ઉભા રહેવામાં પણ ભીષ્મ જેવા પિતામહની સાથે રહેવાનું હોય તો તે પણ જીવનનું એક સદ્‌ભાગ્ય!”

“આચાર્ય! તમને ઘટે છે.” ભીષ્મે પૂરું કર્યું.

અને પછી આખી સભા યુદ્ધનો કાચો આલેખ કરવામાં પરોવાઈ.



## દુર્યોધનના વાક્પ્રહાર

દ્રોણાચાર્યને સેનાપતિ થયાં આજે ચાર દિવસ થઈ ગયા. યુદ્ધનો ચૌદમો દિવસ એટલે કૌરવોને માટે એક કાળદિવસ. આ ચૌદમા દિવસની સાંજે અર્જુને સિંધુરાજ જયદ્રથને મારીને પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી. દુઃશલાનો પતિ જયદ્રથ એટલે દુર્યોધનને સગા ભાઇ જેવો. હજી તો આગલે દિવસે અભિમન્યુએ કૌરવોનો ચક્રાવો તોડ્યો ત્યારે જયદ્રથે એકલાએ અભિમન્યુની પાછળ ધસી આવતી આખી પાંડવસેનાને રોકી રાખી હતી અને ભીમ, ધૃષ્ટદ્યુમ્ન વગેરેએ ઘણા પ્રયત્નો કર્યા તો પણ જયદ્રથને

ચસકાવી શક્યા ન હતા. એ જયદ્રથને અર્જુને પાડ્યો ત્યારે કૌરવસૈન્યમાં ભંગાણ પડ્યું, પણ તરત જ ક્રોધના વેગમાં કૌરવસેના પાછી ઉમટી. સાધારણ રીતે ભારતનું યુદ્ધ આખો દિવસ ચાલતું અને સૂર્યાસ્ત પછી બન્ને સૈન્યો પોતપોતાની છાવણીમાં જતાં. એ યુગના યુદ્ધના શિષ્ટાચાર પ્રમાણે રાત્રિએ બન્ને સૈન્યો પોતાની દુશ્મનાવટને એક બાજુએ મૂકીને ભાઇભાઈના દાવાથી મળી પણ શકતાં. પણ આજ તો સૂર્યાસ્ત પછી પણ યુદ્ધ શરૂ રહ્યું અને મોડી રાત સુધી લડ્યા પછી થાકી ગયેલા યોદ્ધાઓએ મોટે ભાગે શયન પણ ત્યાં જ કરી લીધું! આજના રાત્રિયુદ્ધમાં ભીમસેનનો પુત્ર ઘટોત્કચ કૌરવોની અંદર ખૂબ ધૂમાધૂમ કરી છેવટ કર્ણને હાથે પડ્યો.

યુદ્ધ વિરમ્યા પછી મહારાજ દુર્યોધન રથમાં બેસીને આચાર્યના તંબુમાં આવ્યો. આજે તેના મનને આરામ ન હતો.

"કેમ મહારાજ?" આચાર્યે પૂછ્યું: "આજે આરામનો જે થોડો વખત મળ્યો છે તે તો લઈ લ્યો. હમણાં સવાર પડશે."

"આચાર્ય!" દુર્યોધન નિરાશ થઇને બોલતો હોય તેમ બોલ્યો. "આ કાળરાત્રિમાંથી દુર્યોધનને માટે એક પણ કિરણ ફૂટે એમ મને લાગતું નથી. દ્રોણગુરુ! હું હવે તો જીવતરથી કંટાળ્યો છું. વિજયની કેટકેટલી

આશાઓ રાખીને મેં તમને સેનાપતિ બનાવ્યા! અને ગુરુદેવ! યાદ છે, તમે સેનાપતિ થયા ત્યારે મેં માગ્યું હતું તે? યુધિષ્ઠિરને જીવતા પકડીને મને સોંપો એવી મારી માગણી હતી."

"હા, તમે માગણી કરી હતી અને મેં જવાબ પણ દીધો હતો." આચાર્ય બોલ્યા.

"તમારી શરત પ્રમાણે મેં અર્જુનને સંગ્રામમાંથી દૂર રાખ્યો છે. અર્જુન સંગ્રામમાં હોય તો યુધિષ્ઠિર ન પકડાય. મેં તેને માટે ત્રિગર્તોનું અલાયદું યુદ્ધ ગોઠવ્યું છે એટલે રોજ અર્જુન તો ત્યાં જાય છે. છતાં તમે યુધિષ્ઠિરને પકડ્યા નથી. આચાર્ય! સાંભળો છો કે?" દુર્યોધને પૂછ્યું.

"સાંભળું છું, રાજન્! સાંભળું છું. અને અંતરમાં ખૂબ વ્યથા અનુભવું છું." આચાર્ય બોલ્યા. "દુર્યોધન! આદમી પોતાનું માથું કાપીને તારે ઓશીકે મૂકે તો પણ 'આ તો ખૂંચે છે' એમ જ તું કહેવાનો. તું મારા જેવાને જવાબદારીવાળાં કામો સોંપી શકે છે, પણ એ કામો સોંપવાની સાથે સાથે જે વિશ્વાસ મૂકવો જોઇએ તે મૂકી શકતો નથી પણ ઉલટો શંકાની નજરે જ જોયા કરે છે. એટલે તારૂં સોંપ્યું પણ ધૂળ મળે છે અને અમારૂં ઉઠાવ્યું પણ ધૂળ મળે છે! તારા આવા શંકાશીલ સ્વભાવથી ભીષ્મ પણ કંટાળી ગયા અને

છેવટે પડ્યા એટલે છૂટ્યા. હું યુધિષ્ઠિરને પકડી નથી શક્યો તે બરાબર છે. પણ યુધિષ્ઠિરને પકડવા એ કેટલું આકરૂં કામ છે તેનો ખ્યાલ છે?"

"ખ્યાલ તો છે." દુર્યોધન બોલ્યો. "પણ તમે પાંડવો તરફના તમારા પક્ષપાતને વશ થઈને કરી શકાય એવું ઘણુંય નથી કર્યું. જુઓ, અભિમન્યુ તમારા ચક્રવ્યૂહને તોડીને અંદર દાખલ થવા આવ્યો ત્યારે તમે તેને અટકાવી શક્યા હોત. પણ અભિમન્યુ તો અર્જુનનો પુત્ર એટલે તમને મૂડીના વ્યાજ જેવો વહાલો! તેને તમે કેમ અટકાવો?"

"અરે મૂર્ખ!" આચાર્ય ગુસ્સે થઈને બોલ્યા. "કૌરવસેનાનું સેનાપતિપદ એટલે આ? દુર્યોધન! તારો વિજય જ અશક્ય છે."

"આચાર્ય!" દુર્યોધન બોલ્યો. "ગુસ્સે શા માટે થાઓ છો? મારા મનનું સમાધાન કરો એટલે પત્યું. મને લાગે છે તે કહું છું. તમને કહું તે જ ગમતું ન હોય તો મનમાં ઉંડું ઉંડું દાટી રાખીશ ને બહાર આવવા જ નહિ દઉં."

"દુર્યોધન!" આચાર્ય બોલ્યા. "અભિમન્યુ તો સિંહનો બચ્ચો; એ તો શ્રીકૃષ્ણનો ભાણેજ અને અર્જુનનો પુત્ર. એને તો ગર્ભમાંથી જ આ વિદ્યા મળેલી. એ તો તારાં નગીના કે વ્યૂહમાંથી પાછા ફરતાં તે શીખેલ

નહિ, નહિતર આપણને બધાને ખબર પડત. અને જો ને, તે એકલાએ આપણને કેટલાયને રમાડ્યા."

"આચાર્ય! સિંધુરાજ જયદ્રથે બધાને અટકાવ્યા એટલે આપણે ફાવ્યા." દુર્યોધન બોલ્યો.

"એમ જ." આચાર્ય બોલ્યા. "અને છતાંયે, દુર્યોધન! એક વાત તો મને હજીયે ડંખ્યા કરે છે. અભિમન્યુને મારવામાં આપણે યુદ્ધવિદ્યાની શિષ્ટતા અને ધર્મનો ત્યાગ કર્યો છે. એક અભિમન્યુને મારવા માટે આપણે છ મહારથીઓ એકઠા થયા. અભિમન્યુને ન મળે રથ, ન મળે ઘોડા, ન મળે સારથિ, ન મળે ધનુષ્ય, ન મળે બાણ, ન મળે તલવાર કે ઢાલ. આવા અભિમન્યુને મારીને શું આપણે ધર્મવિજય મેળવ્યો છે? છતાં રાજન્! તારા ખાતર મેં એ પણ કર્યું છે."

"આચાર્ય!" દુર્યોધન બોલ્યો. "આપે જયદ્રથને બચાવવાની વાત કરીને તેને સિંધ જતો રોક્યો અને છતાં છેવટ બચાવી તો ન જ શક્યા!"

"દુર્યોધન!" આચાર્યે જવાબ વાળ્યો. "જેને કાળ પકડે તેને બચાવવાની તાકાત દ્રોણમાંયે નથી અને કોઈમાંયે નથી. અર્જુને અને શ્રીકૃષ્ણે જેને દાઢમાં નાખ્યો તેને બચાવવા માટે હું કોઈને સમર્થ દેખતો નથી. દુર્યોધન! જયદ્રથ તો દ્રૌપદી પર કુદૃષ્ટિ કરી તે દિવસનો મરેલો જ હતો એમ સમજ."

"દ્રોણગુરુ!" દુર્યોધન બોલ્યો. "અર્જુનની ગેરહાજરીમાં યુધિષ્ઠિરને પકડવા સહેલા હતા; માત્ર એક સાત્યકિ તેમનું રક્ષણ કરતો હતો. તેને પણ તમે રોક્યો નહિ. એટલે યુધિષ્ઠિરને પકડવાની વાત તો હવે મારી જ ગઈ. એમને પકડવા પર મેં મારી બધી બાજી ગોઠવી હતી તે પણ ચૂંથાઇ ગઈ."

"દુર્યોધન, દુર્યોધન!" આચાર્ય જરા તપી ઉઠ્યા. "માણસે શું શું ન કર્યું તે ગણાવી દોષો જોવા તે બહુ સહેલું છે. પણ રાજન્! જે મહાપુરુષોના હાથમાં સમાજનાં મોટાં મોટાં તંત્રો હોય છે તેમણે તો માણસોએ શું શું કર્યું તેનો તોલ કાઢી કદર કરવી ઘટે છે. તારી આ દોષો જોવાની બુદ્ધિ તારા હાથમાં આવેલું રાજ્ય ગુમાવશે, અને તારાં પોતાનાં માણસો તને અંતરનો સાથ કદી નહિ આપે. અર્જુનનો પુત્ર અભિમન્યુ પડ્યો, મહારાજ દ્રુપદ પડ્યા, મહારાજ વિરાટ પડ્યા અને પેલો આખા સૈન્યને હચમચાવી મૂકનારો ઘટોત્કચ પણ પડ્યો. છતાં એ કશું તારી ગણતરીમાં નથી આવતું."

"આચાર્ય!" દુર્યોધન બોલ્યો. "નર્જીવી સો વાતો મળે છતાં મૂળ મુદ્દાની એક વાત ન મળે ત્યાં સુધી મારા જેવાને શી રીતે સંતોષ થાય?"

"દુર્યોધન!" આચાર્ય બોલ્યા. "હવે બસ કર. જા, તને વચન આપું છું. કાલે દ્રોણ પાંચાલોને

રહેશે. દુર્યોધન ! મનમાં તો એમ થાય છે કે તારા જેવા બેકદર આદમીની સેવા કરૂં તેના કરતાં આ બધાં શસ્ત્રાસ્ત્રોને તજીને કોઈ નિર્જન અરણ્યમાં ચાલ્યો જાઉં; અને ત્યાં બીજું કાંઇ ન આવડે તો છેવટે હરણાંને ઘાસ ખવરાવતો ખવરાવતો મૃત્યુનું પરિશીલન કરૂં. પણ રાજન્ દુર્યોધન ! દ્રોણના નસીબમાં એ નથી લખ્યું. એક અશ્વત્થામાની ખાતર મારી ગરીબ ઝૂંપડીને છોડીને નીકળ્યો છું ત્યારનો એ ઝૂંપડી માટે રોજ ઝંખતો રહ્યો છુ, પણ એ ઝૂંપડી તો નિરંતર દૂર અને દૂર જ જતી ગઈ છે. દુર્યોધન! આ હું નથી બોલતો પણ મારો કાળ બોલે છે. જા, કાલે સવારે દ્રોણને જોઈ લેજે. દુર્યોધન ! હવે આ સેનાપતિનો મુગટ ખૂંચવા લાગ્યો છે; હવે આ કવચ મને ભાર રૂપ જણાય છે; હવે આ બધાં શસ્ત્રાસ્ત્રોને હાથ પકડતા નથી. આજે તારાં વચનથી વીંધાઈને હું અગ્નિવેશના આશ્રમના દિવસો યાદ કરી રહ્યો છું. જા દુર્યોધન, જા. કાલે દ્રોણ તારે કહેવાપણું નહિ રાખે એટલું ચોક્કસ સમજ. બાકીનું મારી નજરે સ્પષ્ટ દેખાતું નથી એટલે કહી શકતો નથી. ”

આટલું કહી દ્રોણ શાંત થયા અને દુર્યોધન પ્રસન્ન વદને તંબુમાંથી વિદાય થયો.



# દ્રોણવધ

કુરુક્ષેત્રના મેદાન પર પંદરમી સવાર પડી અને દ્રોણ કૌરવસેનાને મોખરે ચાલ્યા. આજ ચૌદ ચૌદ દિવસ થયાં યુદ્ધ ચાલતું હતું અને અક્ષૌહિણીઓ ખાલી થયે જતી હતી, છતાંયે યુદ્ધનો અંત દેખાતો ન હતો. દુર્યોધનના મનમાં અત્યંત ઉદ્વેગ રહેતો હતો એટલે આજે તો આચાર્ય 'પોતે પડવું કે પાંચાલોને પાડવા.' એવો નિશ્ચય કરીને નીકળ્યા હતા.

યુદ્ધ શરૂ થયું અને દ્રોણનો ઘોર સંહાર પણ શરૂ થયો. પાંડવ યોદ્ધાઓ એક પછી એક ધૂળ ચાટતા

થવા લાગ્યા. આખાયે રણક્ષેત્ર પર રથનાં ઈસઊપળાં, પૈડાંઓ, હાથી ઘોડાનાં માથાં તેમ જ શરીરો, યોદ્ધાઓના કપાઈ ગયેલા હાથ, પગ, ધડ તથા માથાં: આ બધાં વધારે વધારે પથરાવા લાગ્યાં. શિશિર ઋતુના અંતમાં વિંધ્યાચળના કોઈ જંગલમાં દાવાનળ ફાટી નીકળે અને ઘાસ, વૃક્ષો, પશુઓ અને પંખીઓને પોતાના સપાટામાં ઝડપી લે તેમ આજે દ્રોણાચાર્ય પાંડવ યોદ્ધાઓને ઝડપી લેતા હતા. તેમનો દેખાવ પણ પ્રલયકાળના અગ્નિ જેવો હતો. રથમાં બેસીને આખાયે રણમાં ઘૂમતા આ દ્રોણ બાણને ભાથામાંથી ક્યારે કાઢે છે, ક્યારે ધનુષ્ય પર ચડાવે છે, ક્યારે ધનુષ્યને તાણે છે અને બાણ દુશ્મનને ક્યારે ધૂળ ચાટતો કરે છે તે સમજી શકાય તેવું ન હતું.

દ્રોણને હાથે થતો આ સંહાર જોઈને પાંડવો વિસ્મય પામ્યા. એવામાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું: “ અર્જુન ! તારા આચાર્યને જોઈ લે. આજે સાક્ષાત્ ધનુર્વેદ મનુષ્યનું રૂપ લઈને રણમાં ઉતર્યા હોય એવા એ શોભે છે. આ દ્રોણ તે દ્રોણ નથી પણ સાક્ષાત્ કાળ જ છે. ”

“ શ્રીકૃષ્ણ ! ” અર્જુન બોલ્યો. “ આજે દ્રોણ એમના ખરા સ્વરૂપમાં ઝળક્યા છે. આવા આચાર્યની સામે સેનાથી શી રીતે ટકાય ? ”

તરત જ શ્રીકૃષ્ણ બોલ્યા: “ ટકવાની વાત ક્યાં

કરે છે? દ્રોણાચાર્ય અરધો દિવસ આ પ્રમાણે લડે તો યુધિષ્ઠિરને માથે મુગટ મૂકવાની આશા તમારે સૌએ છોડી દેવી. અર્જુન! વિચારનો વખત નથી. દ્રોણ કોઈ પણ રીતે શસ્ત્રો તજે તેમ તાકીદે થવું જોઇએ. અશ્વત્થામા મરાયો છે એટલું એને કાને પડે એટલે એ જરૂર શસ્ત્રોનો ત્યાગ કરશે. અર્જુન! બીજો કોઈ માર્ગ નથી. ”

શ્રીકૃષ્ણ બોલ્યા તો ખરા પણ અર્જુનને એ માર્ગ રુચ્યો નહિ. જેની પાસેથી જીવનની મહામોંઘી વિદ્યા મેળવી, જેની કૃપાથી પોતે શ્રેષ્ઠ ધનુર્ધારી થયો, અને જેના ચરણમાં પ્રણામ કરીને રોજ યુદ્ધ શરૂ કરે તેવા આચાર્યને આવા કપટથી મારવા એ અર્જુનને ગળે ન ઉતર્યું.

પણ શ્રીકૃષ્ણનાં વચન ભીમસેને સાંભળ્યાં અને તરત જ ઉપાડી લીધાં. પાંડવસૈન્યમાં અશ્વત્થામા નામનો એક હાથી હતો. ભીમે તેને મારી નાખ્યો અને ત્યાર પછી દ્રોણાચાર્યના રથની નજીક આવીને મોટેથી બૂમ ઉડાડી: “ અશ્વત્થામા મરાયો! અશ્વત્થામા મરાયો! ”

‘ અશ્વત્થામા મરાયો. ’ એ શબ્દો દ્રોણના કાન પર અથડાયા એટલે પળવાર તો આચાર્ય સ્તબ્ધ થઈ ગયા, પણ પછી તરત જ સ્વસ્થ થયા. એમણે એક પળમાં વિચારી લીધું: “ અશ્વત્થામા એમ મરાય શી રીતે? ભીમસેન બોલે તેના પર શો વિશ્વાસ? ” તેમનું

મન પળવાર ક્ષોભ પામ્યું હતું, તે પાછું સ્થિર થઇ ગયું, અને પહેલાનાં કરતાં વધારે ઉગ્રતાથી તેમણે સંહાર શરૂ કર્યો. આજે પાંચાલોનો સંહાર કરવાનો તેમનો મનસૂબો હતો એટલે તેમણે પોતાનો બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો અને તરત જ આખા પાંડવસૈન્ય પર એકી સાથે કેટલાંયે શસ્ત્રાસ્ત્રો તૂટી પડ્યાં.

પરંતુ બ્રહ્માસ્ત્ર છૂટયું એવામાં તો દ્રોણની દૃષ્ટિ સન્મુખ ઋષિમુનિઓ ખડા થઇ ગયા અને જાણે દ્રોણને કહેવા લાગ્યા: "દ્રોણાચાર્ય ! ભરદ્વાજના પુત્ર ! તમે આ શું કર્યું ? બ્રહ્માસ્ત્રનો ઉપયોગ કયારે થાય તે પણ તમારા આવેગમાં તમે ભૂલી ગયા ? જે શત્રુઓ સામે બ્રહ્માસ્ત્ર વાપરવું હોય તે શત્રુના અધિકારનો તો તમે વિચાર જ ન કર્યો. દ્રોણાચાર્ય ! અગ્નિવેશના શિષ્ય દ્રોણ ! વિદ્યા માત્ર જગતના કલ્યાણ માટે છે, સંહાર માટે નથી એ પણ તમને અમારે કહેવું પડે ? બ્રાહ્મણજીવનનાં સ્વપ્નો સેવનારા તમે આજે આર્યક્ષત્રિયો પણ ન કરે એવો અસ્ત્રવિદ્યાનો દુરુપયોગ કરી રહ્યા છો ! દ્રોણ, દ્રોણ ! વિચાર કરો. અંતરમાં જરા પાછા વળો. દ્રોણ તો ઋષિઓના સંઘમાં શોભે; એક બીજાને ફાડી ખાવા દોડતા જંગલી પશુઓ જેવા આ યોદ્ધાઓની વચ્ચે ન શોભે. આચાર્ય ! લોકસંહારનું આ ઘોર કાર્ય તમને નથી છાજતું. આ બ્રહ્માસ્ત્રને પાછું ખેંચો અને યુદ્ધના આ દારુણ કર્મથી નિવૃત્ત થાઓ."

ઋષિમુનિઓના આ શબ્દો જાણે હવામાંથી ઉડીને દ્રોણના અંગ ઉપર આવતા હોય તેમ દ્રોણે તેમને સાંભળ્યા, અને એક ઉંડો નિસાસો મૂકયો. તેમની આંખ આગળ પિતા ભરદ્વાજનું તેમ જ ગુરુ અગ્નિવેશનું બ્રાહ્મણજીવન ખડું થયું. જે દિવસે પોતે દ્રુપદની પાસે જવા નીકળ્યા તે દિવસ યાદ આવ્યો. અને ત્યાર પછીથી પોતે બ્રાહ્મણ-જીવનથી કેમ દૂર અને દૂર થતા ગયા તેનાં અનેક ચિત્રો સ્મરણપટ પર ખડાં થવા લાગ્યાં. એટલે તેમને શરીરે પરસેવો છૂટ્યો, અને હાથ ઢીલા પડી ગયા.

દરમ્યાન ભીમસેન દ્રોણાચાર્યના રથ પાસે આવીને બોલવા લાગ્યો: "રે દ્રોણાચાર્ય ! તમને ધિક્કાર છે, ધિક્કાર છે! તમારો વહાલામાં વહાલો અશ્વત્થામા મરી ગયો છતાં હજી તમે શસ્ત્રો છોડતા નથી ? ગુરુદેવ ! તમે બ્રાહ્મણ થઇને હજી શું આ શસ્ત્રાસ્ત્રોને વળગી રહ્યા છો ? અશ્વત્થામા તો ગયો. જો સાચે જ અશ્વત્થામા તમને વહાલો હતો તો હવે આ લડવું છોડો અને વહાલા પુત્રનું સ્મરણ કરીને કૃતાર્થ થાઓ."

ઋષિમુનિઓનાં વચનોથી ઢીલા થયેલા દ્રોણ ભીમસેનનાં વચનો સાંભળી વધારે ઢીલા થયા. "શું મારો અશ્વત્થામા સાચે જ ગયો ? ભીમસેન સાચું બોલે છે ? પણ ભીમસેન અસત્ય શા માટે બોલે ? મારો અશ્વત્થામા ગયો જ ? બેટા ! આ તારા વૃદ્ધ પિતાનીયે

તને દયા ન આવી ? પણ ના ના. અશ્વત્થામા એમ મારા પહેલાં મરે નહિ. છતાં આ ભીમસેન કહે છે કે અશ્વત્થામા મરાયો. લાવ યુધિષ્ઠિરને પૂછું. યુધિષ્ઠિર અજાતશત્રુ છે; આખાયે જગતનું સામ્રાજ્ય મળતું હોય તોયે યુધિષ્ઠિર અસત્ય ન બોલે. મહારાજ યુધિષ્ઠિર! આ ભીમસેન કહે છે કે અશ્વત્થામા મરાયો. શું ખરેખર અશ્વત્થામા મરાયો ? તું મારો શિષ્ય છે. જગત તને અજાતશત્રુ જાણે છે; માટે તને પૂછું છું. જવાબ આપ."

આચાર્યનો પ્રશ્ન સાંભળી યુધિષ્ઠિર મૂંઝવણમાં પડ્યા. તેમને માથે તો મોટું ધર્મસંકટ આવી પડ્યું. એક બાજુ દાવાનળ સૂકા ઘાસને બાળી નાખે તેમ આખી પાંડવસેનાને દ્રોણાચાર્ય બાળી રહ્યા હતા; અને દ્રોણનો આ પ્રતાપ અર્ધો દિવસ ચાલે તો કદાચ પાંડવસેના ખલાસ થઈ જાય એવી સ્થિતિ હતી. દ્રોણ આ સંહાર કરતા શી રીતે અટકે ? યુધિષ્ઠિર મહારાજને માટે પ્રાણ ત્યજવા આવેલા આ યોદ્ધાઓને યુધિષ્ઠિર ન બચાવે તો બીજું કોણ બચાવે ? બીજી બાજુ યુધિષ્ઠિરનું વહાલું સત્ય. શરીરથી તો વહાલું, પણ પ્રાણથીયે વહાલું, ભાઇઓથીયે વહાલું, હસ્તિનાપુરના રાજ્યથીય વહાલું, ઇંદ્રના ઇંદ્રાસનથીયે વહાલું, અને જગત આખાના સામ્રાજ્યથીયે વહાલું એમનું સત્ય! એ સત્યને છોડવું ? યુધિષ્ઠિર મહારાજના હૃદયમાં મોટો ગજગ્રાહ શરૂ થયો.

એટલામાં શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું: “મહારાજ યુધિષ્ઠિર! તમને ખબર હશે કે હમણાં ભીમસેને અશ્વ-ત્થામા નામના હાથીને મારી નાખ્યો છે, એટલે અશ્વ-ત્થામા મરાયો છે એમ તમે કહી શકો છો ખરા. જો દ્રોણ આજ લડે છે તે રીતે થોડા જ વખત વધારે લડશે તો તમારે હસ્તિનાપુરના રાજ્યની આશા સમૂળગી છોડી દેવી. દ્રોણનો પુત્ર અશ્વત્થામા મરાયો નથી એટલે તમને આવું અસત્ય બોલતાં સંશય થાય છે એ હું સમજું છું; પણ મહારાજ! જો તમારે આ યુદ્ધમાં વિજય મેળવી હસ્તિનાપુરના સિંહાસન પર બેસવું હોય, અને તે સિવાય પણ તમારા માટે પ્રાણ પાથરવા તૈયાર થયેલા આ યોદ્ધા-ઓનાં જીવતર માટે તમને લેશ પણ લાગણી હોય, તો અશ્વત્થામા મરાયો છે એમ તમારે બોલ્યે જ છૂટકો છે. પછી તમારા ધ્યાનમાં આવે તેમ કરો.”

યુધિષ્ઠિર મહારાજ તો ક્યારનાયે આમતેમ ખેંચાયે જતા હતા. સત્ય અને દુન્યવી લાભોની વચ્ચે તેમનું અંતર ક્યારનું ઝોકે ચડ્યું હતું. શ્રીકૃષ્ણની વાણી સાંભળી તેમનું હૃદય વધારે બહાર આવ્યું અને તેમનાથી બોલાઈ ગયું: “અશ્વત્થામા મરાયો.”

કોઇ જીવતા માણસ પર વીજળી પડે અને આંખના પલકારામાં તે બદલાઇ જાય તેમ દ્રોણના કાન પર યુધિષ્ઠિરના શબ્દો પડ્યા અને તેમના હાથમાંથી શસ્ત્રો હેઠાં પડ્યાં;

તેમની તમામ ઇંદ્રિયો જાણે બહેર મારી ગઈ. તેમનો જીવ જાણે ઉંડો ઉતરી ગયો અને મૂઢની જેમ તે રથમાં બેસી ગયા. તરત જ ભરદ્વાજના પુત્ર, અગ્નિવેશના શિષ્ય, કૃપીના વહાલા પતિ, દ્રુપદના પહેલાંના મિત્ર અને પછીથી કટ્ટા શત્રુ, પાંડવ કૌરવોના આચાર્ય, શસ્ત્રાસ્ત્ર વિદ્યાના અવતાર અને અશ્વત્થામાને ખાતર જીવન ધારણ કરી રાખનારા દ્રોણના રથ પર એકદમ ધૃષ્ટદ્યુમ્ન આવી ચડ્યો. દ્રોણનો વધ કરવા ખાતર યજ્ઞના કુંડમાંથી જન્મેલો એ દ્રુપદનો પુત્ર અને પાંચાલીનો ભાઈ ધૃષ્ટદ્યુમ્ન! ધૃષ્ટદ્યુમ્ન રથ પર કૂદ્યો; દ્રોણના સારથિને તેણે મારી નાખ્યો અને એક ક્ષણમાં જ માથાના વાળ પકડી દ્રોણાચાર્યના ધડ પરથી માથું ઉતારી લીધું અને મોટેથી જયઘોષ કર્યો.

યુદ્ધને દસમે દિવસે પિતામહ પડ્યા; પંદરમે દિવસે દ્રોણાચાર્ય પડ્યા અને તેમની સાથે જ દુર્યોધનની વિજયની આશા પણ તૂટી પડી.



# સંહારની પ્રતિજ્ઞા

દ્રોણાચાર્ય પડ્યા અને આખી કૌરવસેનામાં હાહાકાર થઈ ગયો. દ્રોણ એટલે દુશ્મનના કાળ; દ્રોણ એટલે સાક્ષાત્ ધનુર્વેદની મૂર્તિ; દ્રોણ એટલે ક્ષાત્રતેજનો અવતાર; દ્રોણ ધારે તો ઘડીના છઠ્ઠા ભાગમાં પાંડવસેનાને ઠેકાણે પાડી દે; દ્રોણ ધારે તો આંખ મીંચીને ઉઘાડીએ તેટલા વખતમાં દુશ્મનને જેર કરીને દુર્યોધનને માથે મુગટ મૂકે. આવા દ્રોણાચાર્યનું માથું પાંચાલકુમાર ધૃષ્ટદ્યુમ્ને કાપી લીધું એટલે કૌરવોના હાંજા ગગડી ગયા અને સૌ પોતપોતાનો જાન બચાવવા નાસવા લાગ્યા. કર્ણ

પોતાનું સૈન્ય લઈને રણભૂમિ છાંડી ગયો; શકુનિએ પોતાનો રથ છાવણી તરફ હાંકી મૂક્યો; દુઃશાસન એકાકળો થઈને મોટાભાઈને શોધવા લાગ્યો; કેટલાક સૈનિકો રથ પરથી કૂદીને નાઠા તો કેટલાક હાથીઘોડા પરથી ઉતરીને નાઠા; કેટલાક ભયભીત થઈને નાઠા તો કેટલાક બીજાઓને નાસતા જોઈને નાઠા. અમાસની ભરતી આવ્યા પછી સાગરનાં પાણી એકાએક ઓસરવા લાગે તેમ ઘડી પહેલાં શૌર્યથી ઉભરાતી કૌરવસેના મેદાન છોડી છાવણી તરફ વેગથી ધસવા લાગી.

કૌરવસેનાની આ નાસભાગ અશ્વત્થામાની નજરે પડી; અશ્વત્થામા કૌરવસેનાના એક ખૂણામાં રહીને દુશ્મનોનો કચ્ચરઘાણ વાળતો હતો. દ્રોણ પડ્યા તેની અશ્વત્થામાને ખબર ન હતી. આસપાસ ચાલી રહેલી નાસભાગને જોઈને તે અધીરો થયો અને પોતાની તરફ આવતા દુર્યોધનને કહેવા લાગ્યો: “ રાજન્! આ કૌરવસેના શા માટે નાસે છે? પિતા દ્રોણના હાથમાં શસ્ત્રાસ્ત્ર છે ત્યાં સુધી આ સૈન્ય નાસવાનો વિચાર સરખો કેમ કરી શકે છે? રાજન્! આ નાસભાગ મારાથી જોઈ જતી નથી.”

“ અશ્વત્થામા! ” દુર્યોધન બોલ્યો. “ મારા હૈયામાં અત્યારે કેટલા ચીરા પડ્યા છે તે તમને કઈ રીતે દેખાડું? ગુરુપુત્ર! મારા જેવા અગિયાર અક્ષૌહિણીના

ધણીના કરતાં એક સામાન્ય સૈનિક કેટલો વધારે સુખી છે ? કૃપાચાર્ય ! મારૂં હૈયું ભરાઈ આવ્યું છે. તમે જ અશ્વત્થામાને જવાબ આપો. ”

“ મહારાજ ! ” કૃપાચાર્ય ધીરે સ્વરે બોલ્યા. “ તમારા હૃદય પર આજે કેટલો ભાર છે તે હું બરાબર સમજું છું. અશ્વત્થામા, મારા ભાણેજ અશ્વત્થામા! તને જે સમાચાર આપતાં મહારાજની જીભ ઉપડતી નથી તે સમાચાર હૈયું કઠણ કરીને હું આપું છું. ”

“ શા સમાચાર, મામા ? ” અશ્વત્થામાએ પૂછ્યું.

“ તારા પિતા દ્રોણ પડ્યા તે. ” કૃપાચાર્યે કહી નાખ્યું.

“ શું કહો છો ? મામા, મારા પિતા દ્રોણ પડ્યા ? ” અશ્વત્થામાએ પૂછ્યું.

“ હા. પડ્યા તો પડ્યા પણ આખી કૌરવસેનાનાં દિલમાં ખંજર ભોંકાયું હોય તેવી રીતે પડ્યા ! ” કૃપાચાર્ય બોલ્યા.

“ એમ કેમ ? ”

“ પાંચાલપુત્ર ધૃષ્ટદ્યુમ્ને તેમનું માથું કાપી લીધું ”

“ મામા ! તમારી વાત મારે ગળે ઉતરતી નથી. દ્રોણના હાથમાં શસ્ત્રાસ્ત્ર હોય ત્યાં સુધી ખુદ કાળની પણ તાકાત નથી કે દ્રોણાચાર્યની સામે જોઈ શકે. ” અશ્વત્થામા બોલ્યો.

"તું સાચું કહે છે." કૃપાચાર્ય બોલ્યા. "દ્રોણાચાર્ય તો આજે સવારથી જ કોઈ મહારણ્યમાં અગ્નિ જેમ ઘાસને સળગાવી મૂકે તેમ આખી પાંડવસેનાને બાળી રહ્યા હતા. ખુદ શ્રીકૃષ્ણને પણ એમ થયું કે દ્રોણ આ રીતે વધારે વખત લડશે તો પાંડવસેના દિવસ બે દિવસમાં ખતમ થઈ જશે."

"તો પછી ?"

"પછી ?" કૃપાચાર્ય બોલ્યા. "પછી પાંડવોનો વિજય થાય એવી ઇચ્છા રાખતા શ્રીકૃષ્ણે કહ્યું: 'અર્જુન ! આ આચાર્યની સામું તો જો. સળગતા અગ્નિમાં જેમ ફૂદડાં પડે તેમ આપણા સૈનિકો આચાર્યના તેજમાં અંજાઈને મૃત્યુવશ થાય છે. દ્રોણ અર્ધો દિવસ આ પ્રમાણે લડે એટલે તમારે પાંડવોએ વિજયની આશા ન રાખવી."

"શ્રીકૃષ્ણે બરાબર કહ્યું. લોકો ગમે તેમ કહે. શ્રીકૃષ્ણ આપણા યુગના મહાપુરુષ છે." અશ્વત્થામા બોલ્યો. "પછી ?"

"અને સાથે સાથે શ્રીકૃષ્ણે જણાવ્યું કે દ્રોણના હાથમાં હથિયાર છે ત્યાં સુધી કોઈના ભાર નથી કે તેની સામે જોઈ શકે. દ્રોણનાં હથિયાર છોડાવવાં હોય તો અશ્વત્થામા મરાયો છે એટલા શબ્દો તેને કાને પડવા જોઈએ." કૃપાચાર્ય બોલ્યા.

“ અશ્વત્થામા તો અમર છે. ”

“ અશ્વત્થામા મરી ગયો છે એવું તે સાંભળશે તો જ શસ્ત્રો છોડશે એવો શ્રીકૃષ્ણનો મત થયો. ” કૃપાચાર્ય બોલ્યા.

“ અરે વાહ રે વાહ ! ” અશ્વત્થામા બોલ્યો.

“ પરંતુ, ” કૃપાચાર્યે આગળ ચલાવ્યું. “ શ્રીકૃષ્ણની આ વાત સાંભળી ત્યારે પાંડુપુત્ર અર્જુને મ્હોં મરડ્યું. ”

“ સવ્યસાચી અર્જુનને એ જ શોભે. ” અશ્વત્થામાએ કહ્યું.

“ પરંતુ ભીમસેન પાસે હતો. તેણે આ વાત સાંભળી, એટલે લાગલો જઈને અશ્વત્થામા નામના એક હાથીને તેણે વીંધી નાખ્યો, અને ‘ અશ્વત્થામા મરાયો ! ’ ‘ અશ્વત્થામા મરાયો ! ’ એવું ખુમરાણ કરી મૂક્યું. ”

“ મામા ! ભીમસેનના જેવા પોલા લોકો આવાં ધતિંગો જગાવે ત્યારે બહુ વસમું પડે છે. ” અશ્વત્થામા બોલ્યો.

“ વસમું પડે છે, એટલું જ શા માટે, વસમું પડ્યું એમ કહે ને ? ” કૃપાચાર્ય બોલ્યા. “ ભીમસેનનું ખુમરાણ આચાર્યને કાને પડ્યું ત્યારે તેમને ક્ષોભ થયો. છતાંયે તેમનો મારો તો ચાલુ જ રહ્યો. ”

“ એવાં ખુમરાણથી પિતાજી કેમ ગભરાયા ? ” અશ્વત્થામા બોલ્યો.

"પણ ભાણેજ!" કૃપાચાર્ય બોલ્યા. "આચાર્યનો કાળ પોકારતો હતો. ભીમસેને આચાર્યની પાસે આવીને મોટેથી 'અશ્વત્થામા મરાયો.' એવો ઘોષ કર્યો અને પુત્ર મુવા છતાં લડતા આચાર્યને ફિટકાર દીધો."

"જીવતે પુત્રે આચાર્યને ફિટકાર આપનાર ભીમ કોણ?" અશ્વત્થામાં બોલ્યો.

"અશ્વત્થામા! સાંભળ, સાંભળ." કૃપાચાર્ય બોલ્યા. "ભીમસેનનો ફિટકાર સાંભળી દ્રોણ ગભરાયા અને ભીમસેન કહે છે તે સત્ય છે કે કેમ તેની ખાત્રી કરવા યુધિષ્ઠિર તરફ વળ્યા."

"સત્યવાદી યુધિષ્ઠિર તરફ?" અશ્વત્થામાએ પૂછ્યું.

"હા." કૃપાચાર્ય બોલ્યા.

"પછી?" અશ્વત્થામાએ પૂછ્યું.

"આચાર્યે યુધિષ્ઠિરને પૂછ્યું." કૃપાચાર્ય બોલ્યા. "તે કાળે શ્રીકૃષ્ણ પાસે જ હતા. યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણ તરફ મ્હોં કર્યું અને કોઈ દિવસ સ્વપ્નમાં પણ અસત્ય ન બોલે એવા કુંતીપુત્ર યુધિષ્ઠિરે જણાવ્યું: 'હા, અશ્વત્થામા મરાયો!"

"યુધિષ્ઠિર અસત્ય બોલ્યા? મામા, ગજબ થયો! આ કુરુક્ષેત્રના યુદ્ધનું પરિણામ ગમે તે આવો. સામ્રાજ્યનો મુગટ દુર્યોધનને માથે મૂકાઓ કે યુધિષ્ઠિરને માથે; પણ મહારાજ યુધિષ્ઠિર અસત્ય બોલ્યા એટલે આજે જ

તેમનો પરાજય તો થઈ ચૂક્યો. ગરીબ બિચારા યુધિષ્ઠિર ! મારા જેવા અને ભીમસેનના જેવાના જીવનમાં તો સીધું સત્ય શોધ્યુંયે જડવું કઠણ; પણ યુધિષ્ઠિર તો આજે ઠેઠ છેલ્લે પગથિયેથી લપસ્યા. મામા ! પછી પિતાનું શું થયું ? ”

“ દ્રોણાચાર્યે તો યુધિષ્ઠિરનું વચન સાંભળ્યું કે તરત જ શસ્ત્રો છોડી દીધાં અને આંખો મીંચીને રથ પર બેસી ગયા ! ” કૃપાચાર્ય બોલ્યા.

“ શસ્ત્રો છોડી દીધાં ? ”

“ હા જ તો. ”

“ પિતાજી ! આપે શસ્ત્રો શા માટે છોડ્યાં ? તમારો વહાલો પુત્ર અશ્વત્થામા અહીં જીવતો બેઠો છે. ”

“ અશ્વત્થામા ! દ્રોણે શસ્ત્રો છોડ્યાં કે તરત જ ધૃષ્ટદ્યુમ્ન રથ પર ચડી આવ્યો અને આચાર્યના કેશ પકડીને તેમનું માથું ધડ પરથી ઉતારી લીધું ! ”

“ પિતાનું માથું ધૃષ્ટદ્યુમ્ને ઉતાર્યું ? ” અશ્વત્થામાનો ક્રોધ વધ્યો. “ ધૃષ્ટદ્યુમ્ને ઉતાર્યું ? આહા, ધૃષ્ટદ્યુમ્ન ! પાંચાલકુમાર ! તેં આજે ગુરુવધ કર્યો, પણ આ અશ્વત્થામા જીવતો છે તે તને ન સાંભર્યું ? પાપી ધૃષ્ટદ્યુમ્ન ! પિતાનો આવો અધર્મવધ તેં કર્યો છતાં અર્જુન એ જોઈ રહ્યો ? પાંડવો પણ જોઈ રહ્યા ? શ્રીકૃષ્ણે પણ તેને ન વાર્યો ? ”

કૃપાચાર્યે જવાબ વાળ્યો. “ અર્જુને તો પાંચાલ-

કુમારને ભાર દઈને કહ્યું હતું કે ગુરુનો વધ કરવાનો નથી; એમને જીવતા પકડી લાવવાના છે."

"અને છતાંયે એ નીચ પાંચાલકુમારે વધ કર્યો ? ધૃષ્ટદ્યુમ્ન ! દ્રોણના એક માથાની સામે ત્રાજવામાં કેટલાં પાંચાલ માથાંઓ જોખવાં પડશે તેનો ખ્યાલ સરખોયે તને ન આવ્યો ? ધૃષ્ટદ્યુમ્ન, દ્રુપદના દીકરા ! યાદ રાખજે, દ્રોણાચાર્યને પણ એક દીકરો છે અને તેનેય પિતાનું વેર લેતાં આવડે છે." એમ બોલતો અશ્વત્થામા ક્રોધથી ફૂંફાડા મારવા લાગ્યો અને આંખો આમ તેમ ફેરવવા લાગ્યો.

"અશ્વત્થામા !" કૃપાચાર્ય બોલ્યા. "શાંત થા, શાંત થા !"

"મામા !" અશ્વત્થામા બોલ્યો "પિતાના મૃત્યુના સમાચારે મને વિહ્વળ કરી નાખ્યો છે; હું ભાન ભૂલી ગયો છું; મારી આંખો પાંચાલકુમારને શોધી રહી છે. રણમાં એને દેખું તો હું શું કરી નાખું તે કહી શકતો નથી."

"ભાઈ અશ્વત્થામા !" કૃપાચાર્યે કહ્યું. "એમ ઉતાવળો ન થા. આ તારાં રૂંવાડાંમાંથી આગ ઝરે છે તેને શમાવ. દ્રોણ તો સ્વર્ગે ગયા; શાંતિ રાખ."

"મામા, મામા !" અશ્વત્થામા એકદમ રડી પડ્યો. "પિતા મને છોડીને ગયા એ વિચારથી જ હું ગળી

પડું છું. પિતા! મારા જન્મથી આરંભીને તમે મારા માટે જીવ્યા; મારા માટે હસ્તિનાપુર શોધ્યું, મારા માટે દુર્યોધનનો સાથ જાળવ્યો અને અંતકાળે પણ મારા માટે પ્રાણ છોડ્યા! પિતાજી, પિતાજી! તમારૂં ઋણ કઇ રીતે વાળું ?"

"ધૃષ્ટદ્યુમ્નને મારીને." કૃપાચાર્ય બોલ્યા.

"એટલું જ બસ નથી." અશ્વત્થામા બોલ્યો. "દ્રોણકુળનું અને પાંચાલકુળનું સનાતન વેર ચાલ્યું આવ્યું છે. આજે ધૃષ્ટદ્યુમ્ને પિતાને મારીને એ ઓલવાતા અગ્નિને ફૂંક્યો છે. અશ્વત્થામા એકલા ધૃષ્ટદ્યુમ્નનું જ નહિ પણ આખા પાંચાલકુળનાં માથાં ઉતારે ત્યારે જ તેનો આત્મા તૃપ્ત થાય; અને ત્યારે જ અશ્વત્થામાનું પિતૃતર્પણ પૂરૂં થાય. અશ્વત્થામા એમ ન કરે તો તો મામા, તમારી બેનને પેટે પથરો પાક્યો, અશ્વત્થામા નહિ!"

"ગુરુપુત્ર!" દુર્યોધન બોલ્યો. "એ પ્રતિજ્ઞા બહુ આકરી છે. વિચાર કરો."

"રાજન્!" અશ્વત્થામા બોલ્યો. "પિતાએ મારા ખાતર દેહ સુદ્ધાં છોડ્યો અને હું પાંચાલોનો વધ કરતાં વિચાર કરૂં? રાજન્! એ પિતાનું માથું આવી રીતે ઉતારનાર હજી સુધી પોતાની ડોક પર માથું ધારણ કરે છે એ જ આશ્ચર્ય છે! મામા, મામા! તમે

મને ગાંડો ગાંડો કહ્યા કરો છો, ખરું ? ”

“ હું તો અત્યારે પણ એમ જ કહું છું.” કૃપાચાર્ય બોલ્યા. “ પાંચાલોના વધનો વિચાર જેવો તેવો નથી.”

“ પણ મામા ! ” અશ્વત્થામા બોલ્યો. “ ધૃષ્ટદ્યુમ્ને કેશ પકડીને પિતાનું માથું કાપી લીધું છે એ બનાવ જેવો તેવો છે ? યાદ રાખજો, મામા ! આ તમારો ભાણેજ પાંચાલોમાં એવો કેર વર્તાવશે કે પાંચાલોનાં માથાં તો ધડથી જુદાં પડશે, પણ અશ્વત્થામાના નામ માત્રથી પાંચાલસ્ત્રીઓના ગર્ભપાત થશે; અને એકાદ રડ્યુંખડ્યું પાંચાલબીજ રહી જશે તો લપાતું છૂપાતું જગતને એક ખૂણે શ્વાસ લેશે. ”

“ ગુરુપુત્ર ! તો તો ભારે થાય. ” દુર્યોધન બોલ્યો. “ તો યુધિષ્ઠિરને પણ ખબર પડે કે સત્યનો ત્યાગ કરવા છતાંયે પૃથ્વીનું સામ્રાજ્ય વેગળું રહે છે ખરું ! ”

“ રાજન્ ! એમ જ. ” અશ્વત્થામા બોલ્યો. “ હું તો મનથી પ્રતિજ્ઞા કરી ચૂક્યો છું. ”



## વેરનો હુતાશન

કુરુક્ષેત્રથી થોડે દૂર એક મોટા વડલા નીચે રાત જામી હતી.

"ત્યાં એ કોણ ફરે છે?" વડલા નીચે સૂતેલા કૃપાચાર્યે હાકલ મારી.

"મામા! એ તો હું અશ્વત્થામા."

"ભાઈ! હજી સૂતો નથી?" કૃપાચાર્યે બેઠા થતાં પૂછ્યું. એટલામાં પડખે કૃતવર્મા સૂતો હતો તે બોલ્યો: "અશ્વત્થામા! ત્યાં રથ પાસે શું કરો છો? સવાર પડી ગઈ?"

"સવારને તો હજી ઘણી વાર છે." અશ્વત્થામાએ જણાવ્યું.

"તો પછી તું રથ શા માટે જોડે છે? અહીં આવ. મારી પાસે સૂઈ જા." કૃપાચાર્ય બોલ્યા.

"મામા!" અશ્વત્થામાએ જવાબ દીધો. "તમારી પાસે જ સૂતો હતો ના? ઘણીયે વાર પડખાં ઘસ્યાં પણ ઊંઘ આવતી જ નથી."

"હૈયામાં હોળી સળગતી હોય તે ઊંઘ શે આવે?" કૃતવર્મા બોલ્યો.

"હોળી તો આપણનેય સળગે છે." કૃપાચાર્યથી ન રહેવાયું.

"મામા!" અશ્વત્થામા મોઢું ફેરવીને બોલ્યો. "હોળી હોળીમાં તફાવત હોય છે."

કૃપાચાર્ય સાંખી ન શકતા હોય તેમ બોલ્યા: "અશ્વત્થામા! શું તું એમ માને છે કે અમને પાંડવો પર અને પાંચાલો પર ઓછી દાઝ છે? તું એમ માને છે કે મહારાજ દુર્યોધનની આખરની ઇચ્છાઓને તૃપ્ત કરવાની અમને ઓછી ધગશ છે?"

અશ્વત્થામા જરા કટાક્ષ કરીને બોલ્યો: "મામા! એમાં શાનવાપણું કશું છે જ નહિ. મહારાજ દુર્યોધનને છોડીને આ વડલા નીચે આવ્યા ત્યારે સવારે પાંચાલોની છાવણી પર તૂટી પડવું એમ નક્કી કરી તમે બન્ને ઊંઘી

પાંચાલોને જેર કરવાનું મહારાજ દુર્યોધનને વચન આપ્યું છે તે હું ભૂલી નથી ગયો.”

અશ્વત્થામા બોલ્યો: “કૃતવર્મા! મને માફ કરો. અશ્વત્થામા સવાર સુધી રાહ જોઈ શકે તેમ નથી. આ રાત મને બોલાવી રહી છે; આ અંધકાર પોતાનો સહકાર આપવા હાથ લંબાવી રહ્યો છે; આ વડલા પરનું ઘુવડ સૂતેલા તમામ કાગડાઓને મારીને મને ક્યારનું ગુરુમંત્ર આપી રહ્યું છે; ત્યાં સમંતપંચકની ભૂમિ પર જીવનના છેલ્લા શ્વાસો લેતા મહારાજ દુર્યોધન મને પડકાર કરી રહ્યા છે મામા! તમે જાણો છો કે આજે તો એ મહારાજના એક શ્વાસની પણ કિંમત છે? માટે રાતને હું વેડફી નાખવા નથી માગતો.”

કૃપાચાર્ય ખિન્ન થતા બોલ્યા: “અશ્વત્થામા! તું કહે છે તે બધું સાચું, પણ રાતને વખતે દુશ્મનો પર છાપો મારવો એ યોગ્ય નથી. આપણાં આર્યયુદ્ધોમાં અને રાક્ષસો વગેરેનાં યુદ્ધોમાં એ પણ એક મોટો તફાવત છે. આપણે આર્યો યુદ્ધો કરીએ છીએ, પણ આપણું મનુષ્યત્વ ખોઇને પશુ ન થઇ જઇએ તેટલા માટે યુદ્ધને અંતે આપણે સૌ રમત રમનારાઓની માફક હળીમળીને વર્તીએ છીએ. રાત એ આપણો યુદ્ધવિરામ છે. યુદ્ધ દરમ્યાન ઉભું કરેલું પશુપણું ભૂંસી નાખવાનો અને માનવહૃદયના ઉચ્ચ અંકુરોને ખીલવવાનો વખત આપણાં

ગયા અને હું અજંપાનો માર્યો; પાસાં ઘસીઘસીને છેવટે રથ જોડતા આવ્યો. હું તો અત્યારે જ પાંચાલછાવણી પર જાઉં છું.”

“અત્યારે? રાતને વખતે?” કૃપાચાર્ય આશ્ચર્યથી બોલ્યા.

“મામા! અશ્વત્થામાને હવે રાતદિવસ સરખાં જ છે.”

“ભાણેજ! તારૂં મગજ ચસ્કી ગયું જણાય છે.” કૃપાચાર્યે કહ્યું.

“મામા! તમે સાચું કહો છો.” અશ્વત્થામાએ જવાબ દીધો. “અજાતશત્રુ યુધિષ્ઠિર ગુરુને મારવા અસત્ય બોલે; પિતા દ્રોણ એવા વચન પર વિશ્વાસ રાખી શસ્ત્રો છોડે; પાંચાલકુમાર ધૃષ્ટદ્યુમ્ન શસ્ત્રવિનાના ગુરુનું માથું ઉતારી લે; બળરામના અને શ્રીકૃષ્ણના દેખતાં ભીમસેન મહારાજ દુર્યોધનના સાથળમાં ગદાનો ઘા કરે, અને જે માથા પર હસ્તિનાપુરનો મુગટ શોભતો હોય તે માથાને પાટુ મારે; આવા આવા બનાવોથી એકલા અશ્વત્થામાનું જ નહિ પણ આખા માનવસમાજનું માથું ચસ્કી ગયું છે. એ તો પાંડવો અને પાંચાલો હજી સલામત છે એ કોણ જાણે કોના નસીબે!”

પડખેથી કૃતવર્મા બોલ્યો: “ભાઇ! સવારના પહોરમાં હું અને મામા તારી સાથે આવશું. આપણે

પાંચાલોને જેર કરવાનું મહારાજ દુર્યોધનને વચન આપ્યું છે તે હું ભૂલી નથી ગયો.”

અશ્વત્થામા બોલ્યો: “કૃતવર્મા! મને માફ કરો. અશ્વત્થામા સવાર સુધી રાહ જોઈ શકે તેમ નથી. આ રાત મને બોલાવી રહી છે; આ અંધકાર પોતાનો સહકાર આપવા હાથ લંબાવી રહ્યો છે; આ વડલા પરનું ઘુવડ સૂતેલા તમામ કાગડાઓને મારીને મને ક્યારનું ગુરુમંત્ર આપી રહ્યું છે; ત્યાં સમંતપંચકની ભૂમિ પર જીવનના છેલ્લા શ્વાસો લેતા મહારાજ દુર્યોધન મને પડકાર કરી રહ્યા છે મામા! તમે જાણો છો કે આજે તો એ મહારાજના એક શ્વાસની પણ કિંમત છે? માટે રાતને હું વેડફી નાખવા નથી માગતો.”

કૃપાચાર્ય ખિન્ન થતા બોલ્યા: “અશ્વત્થામા! તું કહે છે તે બધું સાચું, પણ રાતને વખતે દુશ્મનો પર છાપો મારવો એ યોગ્ય નથી. આપણાં આર્યયુદ્ધોમાં અને રાક્ષસો વગેરેનાં યુદ્ધોમાં એ પણ એક મોટો તફાવત છે. આપણે આર્યો યુદ્ધો કરીએ છીએ, પણ આપણું મનુષ્યત્વ ખોઇને પશુ ન થઇ જઇએ તેટલા માટે યુદ્ધને અંતે આપણે સૌ રમત રમનારાઓની માફક હળીમળીને વર્તીએ છીએ. રાત એ આપણો યુદ્ધવિરામ છે. યુદ્ધ દરમ્યાન ઉભું કરેલું પશુપણું ભૂંસી નાખવાનો અને માનવહૃદયના ઉચ્ચ અંકુરોને ખીલવવાનો વખત આપણાં

ગયા અને હું અજંપાનો માર્યો; પાસાં
રથ જોડતા આવ્યો. હું તો અત્યારે ...
પર જાઉં છું."

"અત્યારે? રાતને વખતે?" કૃ...
બોલ્યા.

"મામા! અશ્વત્થામાને હવે ...
જ છે."

"ભાણેજ! તારૂં મગજ ચસ્કી ...
કૃપાચાર્યે કહ્યું.

"મામા! તમે સાચું કહો છો. ...
જવાબ દીધો. "અજાતશત્રુ યુધિષ્ઠિર
અસત્ય બોલે; પિતા દ્રોણ એવા વચન ...
શસ્ત્રો છોડે; પાંચાલકુમાર ધૃષ્ટદ્યુમ્ન શ...
માથું ઉતારી લે; બળરામના અને શ્રી
ભીમસેન મહારાજ દુર્યોધનના સાથળમાં
અને જે માથા પર હસ્તિનાપુરનો મુગટ
તે માથાને પાટુ મારે; આવા આવા બના...
અશ્વત્થામાનું જ નહિ પણ આખા મા...
માથું ચસ્કી ગયું છે. એ તો પાંડવો અને
હજી સલામત છે એ કોણ જાણે કોના નસીબે

પડખેથી કૃતવર્મા બોલ્યો: "ભાઇ! ...
પહોરમાં હું અને મામા તારી સાથે આવશું. ...

શાસ્ત્રકારોનાં ફાંફાં લાગે છે. માણસ પશુ જ છે અને પશુ જ રહેવાનો છે. તેના પશુપણાને આવા આવા શિષ્ટાચારોથી ઢાંકીને ધર્માધર્મના ઢોંગ શા માટે ઉભા કરો છો? પશુ એટલે પશુ; એક બીજાનો શિકાર કરે અને મોત આવે ત્યારે મરી પરવારે. આ તમારા યુદ્ધ-વિરામ, રાત, ધર્મયુદ્ધ, શિષ્ટાચાર, એ બધાંને ફગાવી દઈને માણસ એક વાર પૂરો પશુ બની જાય તો ઠીક. માણસ સાચોસાચ માણસ જ હશે અને પશુ નહિ હોય તો છેવટ થાકી જશે; અને પોતાના પશુપણાને તેમ જ આવાં યુદ્ધોને ફગાવી પણ દેશે. પણ તમે શાસ્ત્રકારો એક વાર મનુષ્યને ધરાઈને પશુ થઈ લેવા દ્યો ને?"

કૃપાચાર્યથી ન રહેવાયું. "અશ્વત્થામા! શી ગાંડી ગાંડી વાતો કરે છે? તારે મન તો ધનુર્વેદની આ બધી મર્યાદાઓ મૂર્ખાઈ જ હશે, કેમ? પાંડવો અને પાંચાલો વિશ્વાસથી સૂતા હોય તેમના પર છાપો મારવો એ ચોખ્ખો અધર્મ છે."

"હું ક્યાં ના પાડું છું?" અશ્વત્થામા બોલ્યો. "હું તો કબૂલ કરું છું કે આ યુદ્ધ, આ મારામારી, આ કાપાકાપી એ જ અધર્મ છે. પણ જ્યારે આપણે એ મોટા અધર્મને સ્વીકાર્યો, અરે ધર્મ ગણ્યો, ત્યારે આવા નાના નાના અધર્મો તો એનાં બચ્ચાં છે. શત્રુને મારવો જ હોય તો પછી દિવસે મારો કે રાતે મારો એ બન્ને

યુદ્ધશાસ્ત્રોએ પવિત્ર માન્યો છે. માટે એ વખતે યુદ્ધ કરીને આપણે તેને અપવિત્ર ન બનાવીએ. ”

“ મામા ! ” અશ્વત્થામા હસીને બોલ્યો. “ તમે કેવી વાત કરો છો ? આ આખું યુદ્ધ અપવિત્રતાની મૂર્તિ છે. ”

“ ભાણેજ ! ” કૃપાચાર્ય બોલ્યા. “ જ્યાં કાકો ભત્રીજાનું ગળું કાપે, મામો ભાણેજને ઠાર કરે, ભાઈ ભાઇના પ્રાણ લે, ત્યાં માનવહૃદયની પવિત્રતા તો નથી જ. જરૂર, આપણા ક્લેશોની પતાવટ માટે આપણને જ્યાં સુધી બીજું હથિયાર નથી જડયું ત્યાં સુધી આવું યુદ્ધ અનિવાર્ય છે. પરંતુ એમાંયે માણસે માનવતાનાં કેટલાંક તત્ત્વોને સ્થાન આપવાનો પ્રયત્ન કર્યો છે. તેમાંથી જ યુદ્ધનો શિષ્ટાચાર ઉભો થાય છે. યુદ્ધમાં દુશ્મનને મારવો તો ખરો, પણ તેમાંયે વીરતાનું અમુક ધોરણ જાળવીને. જો ને, ગદાયુદ્ધ કરવું ખરૂં પણ તેમાં કોઇ નાભિની નીચે ઘા ન કરે, એ ગદાયુદ્ધનો શિષ્ટાચાર. આવા શિષ્ટાચારો યુદ્ધની ભીષણતામાં પણ માનવહૃદયના સદંશો દાખલ કરે છે, અને માણસ ગમે તેવો પશુ હોય છતાં આખરે માણસ છે એમ સિદ્ધ કરે છે. ”

“ મામા ! ” અશ્વત્થામા માથું ખંજવાળતો બોલ્યો. “ મને તો માણસની નરી પશુતા ઢાંકવાનાં આ બધાં

શાસ્ત્રકારોનાં ફાંફાં લાગે છે. માણસ પશુ જ છે અને પશુ જ રહેવાનો છે. તેના પશુપણાને આવા આવા શિષ્ટાચારોથી ઢાંકીને ધર્માધર્મના ઢોંગ શા માટે ઉભા કરો છો? પશુ એટલે પશુ; એક બીજાનો શિકાર કરે અને મોત આવે ત્યારે મરી પરવારે. આ તમારા યુદ્ધ-વેરામ, રાત, ધર્મયુદ્ધ, શિષ્ટાચાર, એ બધાંને ફગાવી દઇને માણસ એક વાર પૂરો પશુ બની જાય તો ઠીક. માણસ સાચોસાચ માણસ જ હશે અને પશુ નહિ હોય તો છેવટ થાકી જશે; અને પોતાના પશુપણાને તેમ જ આવાં યુદ્ધોને ફગાવી પણ દેશે. પણ તમે શાસ્ત્રકારો એક વાર મનુષ્યને ધરાઇને પશુ થઇ લેવા દ્યો ને?"

કૃપાચાર્યથી ન રહેવાયું. "અશ્વત્થામા! શી ગાંડી ગાંડી વાતો કરે છે? તારે મન તો ધનુર્વેદની આ બધી મર્યાદાઓ ભૂંસાઇ જ હશે, કેમ? પાંડવો અને પાંચાલો વિશ્વાસથી સૂતા હોય તેમના પર છાપો મારવો એ ચોખ્ખો અધર્મ છે."

"હું ક્યાં ના પાડું છું?" અશ્વત્થામા બોલ્યો. "હું તો કબૂલ કરું છું કે આ યુદ્ધ, આ મારામારી, આ કાપાકાપી એ જ અધર્મ છે. પણ જ્યારે આપણે એ મોટા અધર્મને સ્વીકાર્યો, અરે ધર્મ ગણ્યો, ત્યારે આવા નાના નાના અધર્મો તો એનાં બચ્ચાં છે. શત્રુને મારવો જ હોય તો પછી દિવસે મારો કે રાતે મારો એ બન્ને

સરખું છે. રાતે મારો તો બિચારો ઊંઘતો પ્રાણ છોડે એટલે પીડા તો ન થાય!"

કૃપાચાર્ય બોલી ઉઠ્યા: "અશ્વત્થામા! દ્રોણાચાર્યની બધી વિદ્યા તારામાં અવળી ઉગી. શાસ્ત્રકારોએ તો સૂતેલા સિંહનો શિકાર પણ વર્જ્ય ગણ્યો છે."

વળી અશ્વત્થામા હસ્યો અને બોલ્યો: "ઓહો! એ તો એટલા માટે કે સૂતેલા સિંહને મારવામાં વીરતા ઓછી છે. એટલે જેને વીરતા દેખાડવી હોય તે સૂતેલા સિંહને મારવાને બદલે જગાડીને મારે. પણ જેને વીરતાનો સવાલ જ નથી પરંતુ સિંહના જાન લેવાનો જ સવાલ છે, તે સૂતેલાને મારે કે જાગતાને મારે એ બન્ને સરખું છે. અશ્વત્થામાને પોતાની વીરતા દેખાડવી હોય તો તેણે સૂતેલા શત્રુઓને ન મારવા. પણ આજે મારા માટે વીરતાનો પ્રશ્ન જ નથી. અશ્વત્થામા વીર છે અને વીરપુત્ર છે એ તો જગતે આજ સુધીમાં જોઈ લીધું છે. મારે તો પાંચાલોને ઠાર કરવા છે. એ કામમાં દિવસ કરતાં રાત મને વધારે અનુકૂળ છે. મામા! તમારે વીરતા દાખવવી હોય તો તમે બન્ને ભલે સવારે આવજો. અશ્વત્થામાની વીરતા ભલે એટલી ઓછી ગવાય."

"અશ્વત્થામા!" કૃતવર્મા બોલ્યો. "અમારેય વીરતાનો ઢંઢેરો તો ઓછો જ પિટાવવો છે! પણ દુશ્મનને મારીએ ત્યારે હાકલ કરીને મારીએ એ જ આપણને

શોભે. સૂતેલા પર ઘા કરવો એ તો નામર્દનું કામ છે.”

“તમારી વાત સાવ સાચી છે.” અશ્વત્થામાએ જવાબ આપ્યો. “પણ અશ્વત્થામા આજે એવી સ્થિતિએ પહોંચ્યો છે કે નામર્દ ઠરીને પણ એ આજ રાતે જ ઘા કરશે. એ પાંચાલોનું નામ સંભારૂં છું ત્યાં મારાં રૂંવાડાં ઉભાં થાય છે અને તેમાંથી આગ ઝરે છે. મામા, મામા! તમને શું કહું? હું ન સમજી શકું એવો કોઈ વેગ મને આજે ધક્કેલે છે, એટલે હું પરવશ બની ગયો છું. તમે મને અત્યારે જતો રોકશો તો મારે આપઘાત કર્યા વિના બીજો રસ્તો નથી.”

“અશ્વત્થામા!” કૃપાચાર્ય બોલ્યા. “તું ગાંડો થઈ જઇશ.”

“મામા! એ જ માગું છું.” અશ્વત્થામા બોલ્યો. “આજે આ શસ્ત્રાસ્ત્રો, આ જ્ઞાન, આ જનોઈ, બધાં ભાર જેવાં લાગે છે અને આ માથું પણ કેમ જાણે ઉતરી જાય તો ભાર ઓછો થાય એમ જ થયા કરે છે. મામા! અત્યારે તમારા રાતદિવસની કે ધર્માધર્મની પંચાતમાં હું પડવા ઇચ્છતો નથી. મારે તો આજે એક જ વાત, એક જ કામ, એક જ ધ્યેય, કે પાંચાલોનું ડીંટ ઉખેડી નાખું. પછી એ ધર્મ હોય તો ધર્મ, અને અધર્મ હોય તો અધર્મ; રાત હોય તો રાત, અને દિવસ હોય તો દિવસ! પાંચાલોને હાર કર્યા વિના હૈયાની અગન ઓલવાશે નહિ.”

"ભાણેજ !" કૃપાચાર્ય બોલ્યા. "માણસના હૈયામાં તો આવી કેટલીયે અગનો સળગતી જ હોય છે. ફક્ત આપણને ખબર નથી હોતી. આજે એકને ઓલવવાની પાછળ પડીએ ત્યાં કાલે બીજી સળગતી લાગે. અશ્વત્થામા ! મેં તારાથી બે ચોમાસાં વધારે જોયાં છે. હૈયાની અગનો એમ ઓલવાય છે એમ ન માનતો. ઘણી વાર તો એકને ઓલવવા જતાં માણસ બીજી દસ નવી અગનો જગાવે છે, અને છેવટે ચારે દિશાએ ભભૂકતી અગનોમાં પોતે જ બળીને ખાખ થાય છે !"

"મામા !" અશ્વત્થામા અકળાયો. "મને ન રોકો તમારા શબ્દો આજે મારા કાન પર અથડાય છે છતાં મારું મન તેમને સાંભળતું નથી. આજે તો તમારો ભાણેજ જવાનો જ. મને આશીર્વાદ આપો."

"પણ અમે આવીએ છીએ ને ?" કૃતવર્મા બોલ્યો.

"તમે પાછળ આવજો. મને આગળ જવા દો. પાંચાલોનો કાળ મને બોલાવતો હોય એમ લાગે છે."

એટલું બોલી અશ્વત્થામાએ પૂર જોસથી પોતાનો રથ પાંચાલોની છાવણી તરફ મારી મૂક્યો.



# અંધારી રાત્રે

કુરુક્ષેત્ર ભારતવર્ષનું હૃદય. આજે અઢાર દિવસ થયા ભારતના ધર્માધર્મના લેખ ત્યાં લખાય છે; આજે અઢાર દિવસ થયાં હસ્તિનાપુરનો રાજમુગટ એ જ મેદાન પર પોતાને યોગ્ય મસ્તકને શોધે છે. એવા આ મેદાન પર જગતના અંધકારને વીંઝતો અશ્વત્થામાનો રથ ધૃષ્ટદ્યુમ્નની છાવણી તરફ ચાલ્યો જાય છે.

અશ્વત્થામા જન્મે બ્રાહ્મણ. બ્રાહ્મણ પોતાની વિદ્યાથી જગતની સેવા કરે એટલા માટે ઈશ્વરે તેના માથામાં મણિ મૂક્યો. પણ અશ્વત્થામાનું ભાગ્ય જુદું જ હતું.

દ્રોણને અશ્વત્થામા પ્રાણથીયે વધારે વહાલો; અશ્વત્થામાના દૂધ માટે દ્રોણ ઠેઠ દ્રુપદ સુધી ગયા અને દ્રુપદને જેર કર્યો ત્યારે જંપ્યા; અશ્વત્થામા ઉપરના રાગથી દ્રોણે તેને છાનીમાની વિદ્યા પણ શીખવી; અશ્વત્થામાની મમતાના કારણે દ્રોણે હસ્તિનાપુરનો વાસ સ્વીકાર્યો અને અંતે મમતાના માર્યા શસ્ત્રો છોડીને સ્વર્ગે સિધાવ્યા.

દ્રોણનો આવો લાડીલો અશ્વત્થામા જન્મથી બ્રાહ્મણ હોવા છતાં, બ્રાહ્મણ રહ્યો ન હતો. તેનું આખુંયે જીવન હસ્તિનાપુરની ખટપટ અને શસ્ત્રાસ્ત્રોના ખડખડાટમાં જ ગયું હતું. દ્રોણનાં પ્રતિભા અને ગૌરવે અશ્વત્થામાને થોડોક ગર્વિષ્ટ પણ કરી નાખ્યો હતો. આજે એ અશ્વત્થામા ગાંડો થયો છે. પિતાના વધથી ઉશ્કેરાયેલું તેનું મગજ આજ તો સડું સડું થઈ રહ્યું છે; તેનું આખું શરીર ધ્રૂજે છે; તેની પહોળી આંખો દેખતા છતાં જાણે દેખતી નથી; ઘોડાની લગામ, ઘોડાને ચાબુક, પોતાનો રથ અને આખોય રસ્તો એ બધા પર એ આંખો આંધળી આંધળી ફરે છે. જુએ છે ફક્ત દૂર દૂર છાવણીના પલંગમાં લાંબા થઈને પોઢેલા એક ધૃષ્ટદ્યુમ્નને.

અશ્વત્થામાનો રથ પાંચાલોની છાવણી પાસે આવ્યો એટલે અશ્વત્થામા રથ પરથી હેઠે ઉતર્યો; રથના ઘોડાને છૂટા મૂક્યા અને પોતે છાવણીની ફરતો એક આંટો

મારવા નીકળ્યો. બધું શાંત હતું; દીવાઓ ઝાંખા ઝાંખા બળતા હતા; તમામ તંબુઓ પર રાત્રિએ પોતાનો પિછોડો ઓઢાડી દીધો હતો; માત્ર દૂર એકાદ ચીબરી બોલતી હતી; વચ્ચે વચ્ચે ચોકીદારનો પગરવ સંભળાતો હતો. અને દૂરથી–ઘણે દૂરથી ધરા પાસે પડેલ મહારાજ દુર્યોધનની આંખો અંધકારને વીંધીને અશ્વત્થામાના આખા દેહના ઉકળાટને ટકાવી રાખતી હતી.

અશ્વત્થામાએ છાવણી ફરતો એક આંટો માર્યો, છાવણીના જુદા જુદા તંબુઓને ગણત્રીમાં લીધા, છાવણીના ચોકીદારને ધારી ધારીને નિહાળ્યો અને તરત જ ભાથામાંથી એક બાણ કાઢીને ચોકીદાર પર છોડ્યું. સનનન કરતું રાતની શાંતિને વીંધીને બાણ ચાલ્યું. પરંતુ ચોકીદારની ચોકી તો હતી તેવી જ ચાલુ રહી. અશ્વત્થામા જરા થોભ્યો અને તરત બીજું બાણ છોડ્યું: સનનન. ચોકીદારનાં પગલાં તો એ જ ઢબે પડ્યાં જતાં હતાં. આ શું ? અશ્વત્થામા ચીડાયો. બાણો એક પછી એક છૂટવા માંડ્યાં. બે, ચાર, દસ, વીશ, પચ્ચીશ, પચ્ચાસ. ચોકીદાર તો કેમ જાણે આ બધાંને ગણી જ ન જતો હોય !

"જરૂર." અશ્વત્થામાએ પલકમાં વિચારી લીધું "જરૂર, આ ચોકીદાર કોઈ સામાન્ય માણસ નથી. મારા એક બાણને આજે અર્જુન પણ ઝીલી શકે નહિ, ત્યાં

આટલાં બાણો પણ કેમ જાણે ખાલી હવામાં ગયાં, એમ આ ચોકીદાર ફર્યા કરે છે ! ”

અશ્વત્થામાએ ફરીથી બાણો ચડાવ્યાં અને ખલાસ કર્યાં. પણ લાચાર !

“ શું આ ચોકીદાર જ એકલો બધો વખત ખાઈ જશે ? અને પ્હો ફાટતા પહેલાં ધૃષ્ટદ્યુમ્નને ઠાર કરવાનો સંકલ્પ, સંકલ્પમાત્ર રહેશે ? પિતા દ્રોણ ! તમારો પુત્ર આજે જરૂર તમારું વેર લેશે. મહારાજ દુર્યોધન ! જીવનને છેલ્લે કિનારે બેઠેલા આપને દગો તો નહિ જ દઉં. આ કોનો અવાજ આવે છે ? ચોકીદારે કોઇને જગાડ્યા ? ના, ના. એ તો મારો ભ્રમ છે. ”

અશ્વત્થામા વિચાર કરતો કરતો છાવણીની હદની નજીક ગયો અને ચોકીદારને ઇસારો કર્યો: “ ભાઇ ! મારાં તમામ બાણોને પણ ન ગણકારનાર તમે કોણ છો તે હું જાણતો નથી. આજે મારે માટે એક પળની પણ કિંમત છે; નહિતર તો તમને પૂછત પણ નહિ. તમે જે હો તે હો. હું આચાર્યપુત્ર અશ્વત્થામા છું, અને પાંચાલોનો વધ કરવાની મેં પ્રતિજ્ઞા કરી છે માટે આ હું અંદર પ્રવેશ

“ ખબરદાર ... દઢ અવાજે કહ્યું. ... પણ પાછા

હું કૈલાસવાસી શંકર."

"મહાદેવ!" અશ્વત્થામા અત્યંત નમ્રતાથી બોલ્યો. "આપની પાસે દીનતાથી યાચું છું કે મને અંદર પ્રવેશ કરવા દો."

"મૂર્ખ બ્રાહ્મણ!" શંકર ખડખડાટ હસીને બોલ્યા. "શંકરની ચોકી તું એવી સમજ્યો? તને ખબર નથી. આ તો શ્રીકૃષ્ણ સાથેના સખ્યસંબંધને લઇને આજની રાત ચોકી કરવા આવ્યો છું. નહિતર, હું તો અસ્ત્ર-વિદ્યાનો જગદ્‌ગુરુ. આવાં કેટલાંયે યુદ્ધો મેં જોયાં અને જોઇશ. તારા બાપને અને ખુદ અર્જુનને પાશુપત જેવાં અસ્ત્રો મેળવવા હિમાલય સેવવો પડ્યો હતો તે ખબર છે કે?"

"દેવાધિદેવ!" અશ્વત્થામા વળી કરગરવા લાગ્યો. "આપના પ્રભાવને હું સારી રીતે જાણું છું. આજે અંતરની દાઝનો માર્યો હું પાંચાલોનો સંહાર કરવા આવ્યો છું. અજવાળું થતા પહેલાં મારે મારૂં કામ પૂરૂં કરવું જોઇએ. આપ રજા આપો તો જ હું અંદર આવી શકું. મારા હૃદયમાં આજે જે આગ લાગી છે તે શમે તેવી નથી. આપ મને અંદર પેસવા નહિ દો તો હું આ સ્થળે જ બળી મરીશ. પ્રભો! મારૂં મન બીજો રસ્તો દેખતું નથી."

તરત જ અશ્વત્થામાએ અગ્નિ પ્રકટાવ્યો અને

આટલાં બાણો પણ કેમ જાણે ખાલી હવામાં ગયાં, એમ આ ચોકીદાર ક્ર્યા કરે છે!"

અશ્વત્થામાએ ફરીથી બાણો ચડાવ્યાં અને ખલાસ કર્યાં. પણ લાચાર!

"શું આ ચોકીદાર જ એકલો બધો વખત ખાઈ જશે? અને પ્હો ફાટતા પહેલાં ધૃષ્ટદ્યુમ્નને ઠાર કરવાનો સંકલ્પ, સંકલ્પમાત્ર રહેશે? પિતા દ્રોણ! તમારો પુત્ર આજે જરૂર તમારું વેર લેશે. મહારાજ દુર્યોધન! જીવનને છેલ્લે કિનારે બેઠેલા આપને દગો તો નહિ જ દઉં. આ કોનો અવાજ આવે છે? ચોકીદારે કોઇને જગાડ્યા? ના, ના. એ તો મારો ભ્રમ છે."

અશ્વત્થામા વિચાર કરતો કરતો છાવણીની હદની નજીક ગયો અને ચોકીદારને ઇસારો કર્યો: "ભાઇ! મારાં તમામ બાણોને પણ ન ગણકારનાર તમે કોણ છો તે હું જાણતો નથી. આજે મારે માટે એક પળની પણ કિંમત છે; નહિતર તો તમને પૂછત પણ નહિ. તમે જે હો તે હો. હું આચાર્યપુત્ર અશ્વત્થામા છું, અને પાંચાલોનો વધ કરવાની મેં પ્રતિજ્ઞા કરી છે માટે આ હું અંદર પ્રવેશ કરૂં છું."

"ખબરદાર!" ચોકીદારે શાંત પણ દૃઢ અવાજે કહ્યું. અને અશ્વત્થામાના પગ અનિચ્છાએ પણ પાછા પડ્યા. "અશ્વત્થામા! તેં મને ઓળખ્યો નહિ હોય.

હું કૈલાસવાસી શંકર.”

“મહાદેવ !” અશ્વત્થામા અત્યંત નમ્રતાથી બોલ્યો. “આપની પાસે દીનતાથી યાચું છું કે મને અંદર પ્રવેશ કરવા દ્યો.”

“મૂર્ખ બ્રાહ્મણ !” શંકર ખડખડાટ હસીને બોલ્યા. “શંકરની ચોકી તું એવી સમજ્યો ? તને ખબર નથી. આ તો શ્રીકૃષ્ણ સાથેના સખ્યસંબંધને લઇને આજની રાત ચોકી કરવા આવ્યો છું. નહિતર, હું તો અસ્ત્ર-વિદ્યાનો જગદ્‌ગુરુ. આવાં કેટલાંયે યુદ્ધો મેં જોયાં અને જોઇશ. તારા બાપને અને ખુદ અર્જુનને પાશુપત જેવાં અસ્ત્રો મેળવવા હિમાલય સેવવો પડ્યો હતો તે ખબર છે કે ?”

“દેવાધિદેવ !” અશ્વત્થામા વળી કરગરવા લાગ્યો. “આપના પ્રભાવને હું સારી રીતે જાણું છું. આજે અંતરની દાઝનો માર્યો હું પાંચાલોનો સંહાર કરવા આવ્યો છું. અજવાળું થતા પહેલાં મારે મારૂં કામ પૂરૂં કરવું જોઇએ. આપ રજા આપો તો જ હું અંદર આવી શકું. મારા હૃદયમાં આજે જે આગ લાગી છે તે શમે તેવી નથી. આપ મને અંદર પેસવા નહિ દ્યો તો હું આ સ્થળે જ બળી મરીશ. પ્રભો ! મારૂં મન બીજો રસ્તો દેખતું નથી.”

તરત જ અશ્વત્થામાએ અગ્નિ પ્રકટાવ્યો અને

બળી મરવા તૈયાર થયો.

શંકર બોલ્યા: “ અશ્વત્થામા ! તારા જેવો માણસ આવો આપઘાત કરે એ યોગ્ય છે ? ”

“ મહારાજ ! ” અશ્વત્થામા બોલ્યો. “ હજીયે આપને વીનવું છું કે આપ મને અંદર પ્રવેશ કરવા દો. આપની સામે મારી શસ્ત્રાસ્ત્રવિદ્યા બુઠ્ઠી છે, એટલે મારા માટે છેલ્લો આ એક જ ઉપાય છે. અત્યારે આપની પાસે હતવીર્ય થયેલો હું, બળી ન મરૂં તો જીવીનેય શું કરૂં ? ”

“ અશ્વત્થામા ! ” શંકર બોલ્યા. “ બ્રાહ્મણના દીકરા ! જો, મારી ચોકી તો પૂરી થવા આવી છે એટલે હું તો આ ચાલ્યો. પણ તારો આ માર્ગ અધર્મનો છે. ”

“ મહારાજ ! ” અશ્વત્થામા બોલ્યો. “ અત્યારે મારે મન ધર્મ અધર્મ જેવી કોઈ ચીજ છે જ નહિ. આપે મારા પર કૃપા કરી; આપ સિધાવો. હું અંદર પ્રવેશ કરૂં છું. ”

“ અશ્વત્થામા ! ” શંકર બહાર નીકળતાં નીકળતાં બોલ્યા. “ અશ્વત્થામા, જોજે હો. કોઇનું મોત નીપજાવવા જતાં તારૂં મોત ન નીપજે ! પણ તુંય બાપડો શું કરે ? તમે તો બધા દીવામાં પતંગિયાં પડે તેમ કોઇ અકલગતિના માર્યા કાળના મ્હોંમાં પડો છો. તમે બધા શું કરવા માગો છો અને ક્યાં જઈ રહ્યા છો તેનું

તમને જ ક્યાં ભાન છે? જા, બ્રાહ્મણુબચ્ચા, જા. આજે કાન નથી દેતો તો એક દિવસ યાદ કરજે."

આમ કહીને શંકર વિદાય થયા અને અશ્વત્થામા ભૂખ્યા વરૂની જેમ પાંચાલો પર તૂટી પડ્યો.

* * *

પાંડવોના શિબિરમાં એક મોટા પલંગ પર ધૃષ્ટદ્યુમ્ન સૂતો હતો. આજે તે ભરઊંઘમાં હતો; આજે તેની નિદ્રામાં કોઈ ભંગ કરનાર ન હતું; આજે રાતના સંગ્રામસમિતિ મળવાની ન હતી; આજે રાતના સૈન્ય-નિરીક્ષણ માટે નીકળવાનું ન હતું; આજે રાતના કોઈ મહારથી સાથે ખાસ મંત્રણા કરવાની ન હતી; આજે રાતના નવો વ્યૂહ વિચારવાનો ન હતો; આજે રાતના બાતમીદારો આવવાના ન હતા. અઢાર અઢાર દિવસની મારામારી અને કાપાકાપીને અંતે ધૃષ્ટદ્યુમ્ન ભરઊંઘમાં હતો. આવતી કાલે યુધિષ્ઠિર મહારાજની વિજયસવારીમાં આગળ ચાલીને હસ્તિનાપુરનાં વધામણાં લેવાના તેના કોડ હતા.

ચંદની જેવો સફેદ ઓછાડ અને તેના પર શ્યામવર્ણો ધૃષ્ટદ્યુમ્ન; પડખે દ્રૌપદીના પાંચ કોડીલા પુત્રો અને એક તરફ પાંચાલવીરો; ઉપર જગતમાત્રનાં અંધારે થતાં કાળાં કર્મોના સનાતન સાક્ષીઓ જેવા તારા અને આસપાસ શાંતિ, અસાધારણ શાંતિ, મૃત્યુસમી શાંતિ. માત્ર દૂરથી

કોઈ કોઈ વાર ઘુવડની કારમી ચીસ આવી શાંતિને ચીરી આવતી હતી.

અશ્વત્થામા શિબિરમાં પેઠો. તેના હાથમાં નાગી તરવાર હતી; તેના વાળ વિખરાયેલા હતા; તેના કપાળમાં સિંદુરની આડ હતી; તેના ચહેરા પર વિહ્વળતા હતી; તેની આંખમાં ખૂન હતું; તેનાં પગલાંમાં કોઈ મહાખુનીનાં ભય અને મક્કમતા હતાં.

અશ્વત્થામા સીધો ધૃષ્ટદ્યુમ્નના પલંગ પાસે પહોંચ્યો. ધૃષ્ટદ્યુમ્નને જોઈને તેનાં રૂંવાડાં ઉભાં થઈ ગયાં. તેના હાથનું ખડગ ઉચું થઈ ગયું, તેના મુખ પર આનંદની નાની લહરી આવી. હોઠ દાબતો તે મનમાં ગણગણ્યો: " પાંચાલબચ્ચા, પ્રભુનું સ્મરણ કરી લે."

અશ્વત્થામા વિચાર કરે છે એટલામાં તો આકાશમાંથી એક તારો ખર્યો અને પોતાના ખરતા તેજથી ધૃષ્ટદ્યુમ્નના મ્હોં પર પ્રકાશ નાખતો ગયો. અશ્વત્થામાએ ધૃષ્ટદ્યુમ્નનું મ્હોં જોયું અને વર્ષો પહેલાં ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય પાસે શિષ્યભાવે આવ્યો હતો તે વખતનું દૃશ્ય તેની પાસે ખડું થયું. તેના મનમાં એ વખતનો બાલભાવ ડોકિયાં કરવા લાગ્યો એટલે ખડગ મારવા ઉગામેલો હાથ સહેજ ઢીલો પડ્યો અને આંખે કેમ જાણે અંધારાં આવ્યાં.

આ બધું એક જ ક્ષણમાં બની ગયું અને બીજી

જ ક્ષણે કેસરી સિંહની માફક, અશ્વત્થામા પોતાની નબળાઇને ખંખેરીને જાગૃત થયો. તેણે દુર્યોધન પાસે લીધેલી પ્રતિજ્ઞાને ફરીથી મનમાં તાજી કરી, ધૃષ્ટદ્યુમ્ન પરના વેરને પાછું જાગૃત કર્યું, પિતાનું વેર લેવાનું પોતાનું કર્તવ્ય ફરીથી દૃઢ કર્યું અને આંખો વીંચીને સૂતેલા ધૃષ્ટદ્યુમ્ન પર ખડગનો ઘા કર્યો.

એક ઘા ને બે કટકા પાંચાલપુત્રના; એક એક ઘા અને બબ્બે કટકા પાંચાલીના પુત્રોના; એક એક ઘા અને બબ્બે કટકા પાંચાલવીરોના! જ્યાં ઘડી પહેલાં અસાધારણ શાંતિ હતી ત્યાં મોટું ઘમસાણ મચી રહ્યું; ઘડી પહેલાં જ્યાં સફેત ચંદની જેવા ઓછાડો શોભી રહ્યા હતા ત્યાં લોહીથી ખરડાયેલી ચાદરો ટપકવા લાગી; ઘડી પહેલાં જે પાંડવોનો શિબિર હતો તે અત્યારે પાંચાલોનું વધસ્થાન બની ગયું.

અને અશ્વત્થામા?

પાંચાલોને ઠાર કર્યા કે બીજી જ ક્ષણે તેનો કેફ ઉતરી ગયો. ઘડી પહેલાં વાઘ જેવો લાગતો અશ્વત્થામા બિચારો બકરી બની ગયો! દૂર દૂર હવામાં તેણે ગાંડીવના ભણકારા સાંભળ્યા અને દ્રૌપદીની ચીસો સાંભળી; પોતાના જ અંતરમાં તેણે હૃદયના થડકારા સાંભળ્યા એટલે તે ભયભીત થયો, અને એ ભયભીત દશામાં જ સવારનો મ્હો ફાટતાં નાઠો.

---

# ધૂંધવાતો અગ્નિ

"ભાઈ! તમે ઘડીક સૂઈ જાઓ." વ્યાસ ભગવાનના શિષ્ય ગૌતમે અશ્વત્થામાને કહ્યું. "ગંગાને તીરે ઋષિમુનિઓનું મોટું સંમેલન ભરાયું છે એટલે બાપુજી ત્યાં ગયા છે."

"ઋષિમુનિઓનું સંમેલન?" અશ્વત્થામાએ પૂછ્યું.

"હા." ગૌતમ બોલ્યો. "ત્યાં હસ્તિનાપુરના મુગટ માટે પાંડવકૌરવો આજે કેટલાયે દિવસથી લડે છે તે સાંભળ્યું છે કે?"

"એમાં ઋષિમુનિઓને શું? એ તો જગત આજ

સુધી લડ્યા કર્યું છે અને હજીયે લડ્યા કરશે.” અશ્વત્થામા બોલ્યો. “ઋષિમુનિઓ હિમાલયની છાયામાં બેઠા બેઠા સમાધિ કર્યા કરે. એમને અને લડાઈને શું લાગે વળગે ?”

ગૌતમ ઉછળી પડ્યો: “એમ કેમ કહેવાય? પોતાના આશ્રમમાં બેઠા બેઠા ઝાડ હેઠળ આંખ મીંચીને બેસી રહે એવા મારા બાપુજીને ન જાણો. સમગ્ર જન-સમાજનું કલ્યાણ એ તો એમનું જીવનવ્રત છે. દુનિયા વેરઝેરથી સળગી ઉઠે ત્યારે એ વેરઝેરને નાબૂદ કરવાના ઉપાયો યોજવા એ જ ઋષિમુનિઓનું કર્તવ્ય નથી ? એ તો બાપુ આવીને સંમેલનની હકીકત કહેશે ત્યારે તમને ખબર પડશે કે આ ઋષિમુનિઓમાં અને કહેવાતા ઋષિમુનિઓમાં કેવો તફાવત છે. વારુ, હમણાં સૂઈ જાઓ. બાપુ આવશે ત્યારે તમને હું જગાડીશ.”

“મારે સૂવું નથી.” અશ્વત્થામા બોલ્યો.

“તમારી આંખમાં હું ઊંઘ ભરેલી દેખું છું.” ગૌતમે કહ્યું. “અમારી કોઈની આંખો તમારા જેવી થાય તો અમને કોઈ પણ પ્રયત્ને સૂવાડી દે.”

અશ્વત્થામાથી ન રહેવાયું: “ગૌતમ! મેં તો આજે કેટલાયે દિવસથી ઊંઘ ગુમાવી છે.”

“ઊંઘ ગુમાવી?” ગૌતમે અશ્વત્થામાની આંખો સાથે આંખો મેળવીને કહ્યું. “બાપુજી તો કહે છે કે

ઊંઘ ગુમાવે એક ચક્રવર્તી રાજા અને બીજો ગુમાવે ખુની. તમે કોઇ મોટા ચક્રવર્તી રાજા તો નથી ને?"

"ના રે ના." અશ્વત્થામા નિસાસો નાખતો બોલ્યો.

"ત્યારે સૂઇ જાઓ ને?" ગૌતમ હાથમાં કાંકરા ઉડાડતો બોલ્યો. "ભાઇ! તમે તો મોટા લોકો એટલે ઊંઘ તમારાથી ભડકીને ભાગતી ફરે. અમારે તો આ ઝાડનો છાંયો, આખા દિવસની મહેનતનો થાક, ઉંચે આકાશનું છત્ર અને નીચે ભલાં પૃથ્વી માતા; એટલે અમે ઊંઘને છોડવા માગીએ તોયે ઊંઘ અમને ન છોડે."

"ગૌતમ!" અશ્વત્થામા બોલ્યો. "તારા જેવડો હતો તે દિવસે પણ મારા નસીબમાં આવું કશું ન હતું."

"તમે મારી જેમ આશ્રમમાં રહેતા?" ગૌતમે કુતૂહલથી પૂછ્યું. "તમારેય બાપુજી હતા? તમેય આવાં હરણો સાથે ગેલ કરતા? તમેય આવી કુંજોમાં અધ્યયન કરતા? ત્યારે તો પંખીઓનો આ મધુર કિલ-કિલાટ તમે બહુ સાંભળ્યો હશે. જુઓ ને, આ મીઠો પવન આવે છે. જરા લાંબા તો થાઓ. ભાઈ! તમારા માટે મેં મારો ઓછાડ બિછાવ્યો છે તે મેં આજે જ ધોયો છે. તેમાં એક રાતો ગંધાતો ડાઘ હતો, તે કેમેય કરતાં ન જાય. એટલે મેં તો ખૂબ ધોકા માર્યા. જુઓ, તોય એનું જરાક નિશાન રહી ગયું છે. તમારે મોટા માણસોને તો ચાકરો ઓછાડ ધોતા હશે, કાં?

તમારા ઓછાડમાં તો ડાઘ રહે જ શાના ? ”

“ ગૌતમ, ગૌતમ ! ” અશ્વત્થામા અકળાયો. “ તું હવે ન બોલ તો ? ”

“ તમને ઊંઘ આવવા માંડી ? ”

“ઊંઘ તો નથી આવતી, પણ તું બોલે છે ત્યારે મારા મનમાં કૈં કૈં થઇ જાય છે. ” અશ્વત્થામા બોલ્યો. “ તારા શબ્દો સાંભળું છું ત્યારે મારાં અનેક દર્દો જાગે છે. ”

“ તમને દર્દ છે ? દર્દી છો માટે ઊંઘ નથી આવતી એમ કહો ને ! હવે સમજ્યો.” ગૌતમે ઘડ વાળી. “બાપુજી એટલા ઋષિ જ નથી પણ અસાધ્ય જેવા રોગોના વૈદ્ય પણ છે. તમને ઠીક સૂઝયું કે તમે અહીં આવ્યા. અહીંની હવા જ એવી છે કે માણસ જો હવાને બરાબર ફેફ-સામાં લે તો રોગમાત્ર અનાયાસે મટી જાય. લ્યો હવે તમને નહિ કનડું. જરા લાંબા થાઓ અને હું ઝાંપો તૂટી ગયો છે ત્યાં બોરડીનાં બે ઝરડાં નાખી દઉં. ”

એમ કહેતો ગૌતમ એકદમ ત્યાંથી નાસી ગયો. અશ્વત્થામા ભોંય ખોતરતો ત્યાં જ બેસી રહ્યો.

* * *

આશ્રમના આમ્રકુંજમાં વ્યાસ ભગવાન પોતાના શિષ્યમંડળ સાથે બેઠા હતા અને જગતભરનાં વેરઝેર નાબૂદ કરવા માટે આશ્રમવાસીઓએ શું કરવું ઘટે

ઊંઘ ગુમાવે એક ચક્રવર્તી રાજા અને બીજો ગુમાવે ખુની. તમે કોઇ મોટા ચક્રવર્તી રાજા તો નથી ને?"

"ના રે ના." અશ્વત્થામા નિસાસો નાખતો બોલ્યો.

"ત્યારે સૂઇ જાઓ ને?" ગૌતમ હાથમાં કાંકરા ઉડાડતો બોલ્યો. "ભાઇ! તમે તો મોટા લોકો એટલે ઊંઘ તમારાથી ભડકીને ભાગતી ફરે. અમારે તો આ ઝાડનો છાંયો, આખા દિવસની મહેનતનો થાક, ઉંચે આકાશનું છત્ર અને નીચે ભલાં પૃથ્વી માતા; એટલે અમે ઊંઘને છોડવા માગીએ તોયે ઊંઘ અમને ન છોડે."

"ગૌતમ!" અશ્વત્થામા બોલ્યો. "તારા જેવડો હતો તે દિવસે પણ મારા નસીબમાં આવું કશું ન હતું."

"તમે મારી જેમ આશ્રમમાં રહેતા?" ગૌતમે કુતૂહલથી પૂછ્યું. "તમારેય બાપુજી હતા? તમેય આવાં હરણો સાથે ગેલ કરતા? તમેય આવી કુંજોમાં અધ્યયન કરતા? ત્યારે તો પંખીઓનો આ મધુર કિલકિલાટ તમે બહુ સાંભળ્યો હશે. જુઓ ને, આ મીઠો પવન આવે છે. જરા લાંબા તો થાઓ. ભાઈ! તમારા માટે મેં મારો ઓછાડ બિછાવ્યો છે તે મેં આજે જ ધોયો છે. તેમાં એક રાતો ગંધાતો ડાઘ હતો, તે કેમેય કરતાં ન જાય. એટલે મેં તો ખૂબ ધોકા માર્યા. જુઓ, તોય એનું જરાક નિશાન રહી ગયું છે. તમારે મોટા માણસોને તો ચાકરો ઓછાડ ધોતા હશે, કાં?

તમારા ઓછાડમાં તો ડાઘ રહે જ શાના ?"

"ગૌતમ, ગૌતમ !" અશ્વત્થામા અકળાયો. "તું હવે ન બોલ તો ?"

"તમને ઊંઘ આવવા માંડી ?"

"ઊંઘ તો નથી આવતી, પણ તું બોલે છે ત્યારે મારા મનમાં કૈં કૈં થઇ જાય છે." અશ્વત્થામા બોલ્યો. "તારા શબ્દો સાંભળું છું ત્યારે મારાં અનેક દર્દો જાગે છે."

"તમને દર્દ છે ? દર્દો છો માટે ઊંઘ નથી આવતી એમ કહો ને ! હવે સમજ્યો." ગૌતમે ઘડ વાળી. "બાપુજી એકલા ઋષિ જ નથી પણ અસાધ્ય જેવા રોગોના વૈદ પણ છે. તમને ઠીક સૂઝ્યું કે તમે અહીં આવ્યા. અહીંની હવા જ એવી છે કે માણસ જો હવાને બરાબર ફેફ્સામાં લે તો રોગમાત્ર અનાયાસે મટી જાય. લ્યો હવે તમને નહિ કનડું. જરા લાંબા થાઓ અને હું ઝાંપો તૂટી ગયો છે ત્યાં બોરડીનાં બે ઝરડાં નાખી દઉં."

એમ કહેતો ગૌતમ એકદમ ત્યાંથી નાસી ગયો. અશ્વત્થામા ભોંય ખોતરતો ત્યાં જ બેસી રહ્યો.

* * *

આશ્રમના આમ્રકુંજમાં વ્યાસ ભગવાન પોતાના શિષ્યમંડળ સાથે બેઠા હતા અને જગતભરનાં વેરઝેર નાબૂદ કરવા માટે આશ્રમવાસીઓએ શું કરવું ઘટે

તેની ચર્ચા ચાલતી હતી. અશ્વત્થામા ચીરવલ્કલ ધાર કરીને વ્યાસમુનિના પડખામાં લપાઇ ગયો હતો.

એવામાં રસ્તા પરથી રથનો ખડખડાટ સંભળાયે રથનો ખડખડાટ આખાયે મંડળના કાન પર અથડાઇ પાછો ફર્યો પણ અશ્વત્થામાના કાન ઉંચા થયા, તેં દેહ સહેજ ઉંચો થયો, તેની આંખો જમીન પર હ ત્યાંથી રસ્તા પર ગઈ. એક પળમાં તો તે પોતે આમ્રકુંજમાંથી સરી ગયો, અને રસ્તાને માથે ખેતરમાં દર્ભ ઉગ્યો હતો તે ખૂંદવા મંડી પડ્યો.

આશ્રમ પાસેના રસ્તા પર બે રથ દોડ્યા આવે; પહેલા રથમાં ભીમસેન ઘોડાઓને પૂરપાટ હાંકયે આવે; તેની પાછળના રથની લગામ શ્રીકૃષ્ણના હાથમાં હતી.

“ આ રહ્યો તે દુષ્ટ ! ” ભીમે રથમાંથી ત્રાડ મારી અને તરતજ રથ પરથી નીચે કૂદ્યો. શ્રીકૃષ્ણે પણ પોતાનો રથ ઉભો રાખ્યો અને અર્જુન તથા યુધિષ્ઠિરને લઇને નીચે ઉતર્યા.

“ અર્જુન ! જોઈ લે આ હરામીને. બિચારો વલ્કલ પહેરીને બેઠો છે ! ”

અશ્વત્થામા ગભરાયો. ભીમ માર્યા વિના નહિ છોડે એવી તેની ખાત્રી હતી. દ્રોણનો પુત્ર એમ ને એમ મોત સાંખી લે તેવો ન હતો. તેના મનમાં એક મુહૂર્તમાં કેટલીયે તરકીબો ઝબકી અને વહી ગઇ. દરમ્યાન

ભીમસેન અને અર્જુનની વીરહાકો તેને પજવતી હતી. અશ્વત્થામા પાસે કશુંયે સાધન ન હતું; રથ જોડવા જેટલી ધીરજ ન હતી; વસ્ત્રો બદલાવા જેટલું ભાન ન હતું. એ તો ખૂબ મૂંઝાયો. મામા કૃપાચાર્યને ઘડીભર સંભારવા લાગ્યો અને પછી તો દર્ભની એક સળીને મંત્રીને સંકલ્પ કર્યો: "આ દુશ્મનો પર હું આજે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરું છું. આ બ્રહ્માસ્ત્ર પાંડુકુળનું નિકંદન કાઢો."

દર્ભની સળી ફેંકી એટલી જ વાર. દિશાઓ ચોમેર કાળી થવા લાગી; એક સળીમાંથી અનેક સળગતાં શસ્ત્રાસ્ત્રો છૂટવા લાગ્યાં; પ્રલયકાળના પવનો વાવા લાગ્યા; આકાશમાં પૂર્વે નહિ સાંભળેલો ગડગડાટ થવા લાગ્યો; આશ્રમનાં પશુપક્ષીઓ ત્રાસથી આમ તેમ દોડી રક્ષણ શોધવા લાગ્યાં.

"અર્જુન!" શ્રીકૃષ્ણ બોલ્યા. "આ દુષ્ટે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો છે. તને પણ આ પ્રયોગ સિદ્ધ છે, માટે જલદી કર."

"મહારાજ શ્રીકૃષ્ણ!" અર્જુન બોલ્યો. "બ્રહ્માસ્ત્રનો પ્રયોગ આવા પ્રસંગોમાં ન થાય, એવો દ્રોણ ગુરુનો આદેશ છે."

"નહિ જોયા હોય ગુરુના આદેશ! દ્રોણ પડ્યા તેની સાથે તેનો આદર્શ પણ પડ્યો. શ્રીકૃષ્ણ! એ એનાથી નહિ થાય. અશ્વત્થામાને હું પૂરો પડીશ." ભીમસેન

બોલ્યો.

"અર્જુન !" શ્રીકૃષ્ણ બોલ્યા. "તારી ભૂલ થાય છે. બ્રહ્માસ્ત્ર જેવા અસ્ત્રોના પ્રયોગો નિષિદ્ધ એટલા માટે છે કે લોકો તેનો ઉપયોગ બીજાના સંહાર માટે કરે છે. આવાં અસ્ત્રોની શોધ કરીને માનવસમાજને પોતાને જ પશ્ચાત્તાપ કરવો પડ્યો છે. લોકોનાં અંતઃકરણ વધારે નિર્બળ થયા પહેલાં આવી શોધોનો ઉપયોગ સમાજના કલ્યાણ માટે થવાને બદલે અકલ્યાણને માટે જ થશે એમ માની દ્રોણે તને આદેશ આપ્યો હશે. પણ સખા ! તું આજે લોકકલ્યાણનો સંકલ્પ કરીને બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર. અશ્વત્થામાને મારવાનો સંકલ્પ ન કરતો."

"શ્રીકૃષ્ણ ! અર્જુન સાથે આવે વખતે માથાકૂટ કરવી તમને કેમ ગમે છે ? મને એના જેટલી વિદ્યા આવડતી હોત તો તો આજે દુનિયાને દેખાડી દેત." ભીમે કહ્યું.

"અર્જુન !" શ્રીકૃષ્ણ બોલ્યા. "જલદી કર. આ અશ્વત્થામાનું બ્રહ્માસ્ત્ર વધારે ફેલાવ પામશે તો આપણને ભારે પડશે."

"ભલે." અર્જુન બોલ્યો. અને તરત જ બ્રહ્માસ્ત્રનું સ્મરણ કરી સંકલ્પ કર્યો. "અશ્વત્થામાના કલ્યાણ માટે, અમારા પોતાના કલ્યાણ માટે અને સમગ્ર માનવસમાજના કલ્યાણ માટે હું બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરું છું." અર્જુનનું

બ્રહ્માસ્ત્ર પણ તરત જ છૂટ્યું.

વ્યાસના આશ્રમ પર બે બ્રહ્માસ્ત્રો સામસામાં અફળાયાં એટલે અંધકાર ઘડીક તો વધ્યો અને પૃથ્વી કંપવા લાગી. વ્યાસના આશ્રમની હવામાં કેમ જાણે ઝેર વ્યાપી ગયું !

વ્યાસ ભગવાન કુંજમાં બેઠા હતા ત્યાંથી ઉભા થયા. હાથમાં પલાશનો દંડ અને દર્ભ લીધાં અને પોતાની યોગદૃષ્ટિથી આકાશ તરફ જોઈને ત્યાં આવી પહોંચ્યા.

"પ્રભો, પુરાણ ઋષિ! આપને અનેક નમસ્કાર હો." કહી યુધિષ્ઠિર વ્યાસના ચરણમાં પડ્યા.

"અલ્યા અશ્વત્થામા!" વ્યાસે ભ્રકુટી ચડાવીને અશ્વત્થામા તરફ ફરીને કહ્યું. "તને મેં મારા આશ્રમમાં ભરાવા દીધો તે આટલા માટે કે? તેં આ ચીરવલ્કલ ધારણ કર્યાં તે આટલા માટે? તેં કુંજમાં બેસીને ઋષિમુનિઓના સંમેલનની વાત સાંભળી તેનું આ પરિણામ કે?"

"મહારાજ!" અશ્વત્થામા ગભરાતો ગભરાતો બોલ્યો. "આ લોકો મારો પ્રાણ લેવા આવ્યા છે."

"તેં એમના પુત્રોને માર્યા તે વખતે વિચાર કર્યો ન હતો?" વ્યાસે આંખ કાઢી.

"મહારાજ!" અશ્વત્થામા ધ્રૂજતો ધ્રૂજતો બોલ્યો.

"આ શત્રુના શસ્ત્રથી મરતાં હવે નહિ અચકાઉં, પણ આપની આ લાલ આંખ જોઈ શકતો નથી. મને માફ કરો."

"અશ્વત્થામા!" વ્યાસે જણાવ્યું. "તું તારા બ્રાહ્મણપણાથી આટલો બધો ઉતરી ગયો છે તેથી મને દુઃખ થાય છે. બ્રાહ્મણોને પોતાને જ બ્રાહ્મણજીવનમાં શ્રદ્ધા ન રહે તે દિવસે જગતના અકલ્યાણના ગણેશ મંડાયા સમજવા. તારા પિતાએ વેરના માર્યા બ્રાહ્મણજીવન ખીંતીએ લટકાવ્યું અને તેં તો છેક જ ગુમાવ્યું."

"મહારાજ!" અશ્વત્થામા બોલ્યો. "હું આજે બ્રાહ્મણ નથી રહ્યો એ સાચું. હવે મને આ લોકોથી બચાવો એટલે આપની સેવામાં જ રહેવા માગું છું."

"તો પછી આ બ્રહ્માસ્ત્ર શા માટે મૂક્યું?"

"બચવા ખાતર."

"પણ બ્રહ્માસ્ત્રનો આવો ઉપયોગ કોઇથી ન થાય એ તને ખબર નથી?" વ્યાસે પૂછ્યું.

"મેં મારા સામું મોત દીઠું, એટલે મેં મૂકાય ન મૂકાય તેનો વિવેક ન કર્યો." અશ્વત્થામા બોલ્યો.

"અને અર્જુન!" અર્જુન તરફ ફરીને વ્યાસ બોલ્યા. "તેં પણ ભારે ભૂલ કરી છે. બ્રહ્માસ્ત્રપ્રયોગના વિધિનિષેધની તને ખબર છે. વળી આ મારો આશ્રમ છે તેનું પણ તેં ભાન ન રાખ્યું?"

અર્જુને બે હાથ જોડીને કહ્યું: “ મહારાજ ! મેં કોઇના પર દ્વેષબુદ્ધિથી આ પ્રયોગ કર્યો નથી. પરંતુ જગતમાત્રના અને અશ્વત્થામાના પણ કલ્યાણના સંકલ્પથી પ્રયોગ કર્યો છે. બાકી તો અમારે તેના બ્રહ્માસ્ત્રથી બચવું હતું એ તો દેખીતું જ છે. ”

વ્યાસ ભગવાન શાંતિથી બોલ્યા: “ બેટા ! આ અઢાર દિવસના યુદ્ધ પછી પણ તને એક વાત નથી સમજાઈ ? મનુષ્યમાત્ર શસ્ત્રાસ્ત્રો વાપરે છે ત્યારે પોતાના બચાવ માટે વાપરીએ છીએ એમ કહે છે, અને જગતના કલ્યાણની વાતો કરે છે. પણ બીજાને મારવાથી પોતાનો બચાવ પણ માણસ નથી કરતો, અને જગતનું કલ્યાણ તો જરૂર નથી કરતો. આ તમારાં શસ્ત્રાસ્ત્રો શું કરે છે અને શું કરી શકે છે તેનું તમે આવડું મોટું પ્રદર્શન કર્યા પછી પણ હજી એનો એ ભ્રમ તમને રહે છે ? અર્જુન ! જેના રથની લગામ શ્રીકૃષ્ણના હાથમાં હોય તેને તો આ ક્યારનુંયે સમજાઇ ગયું હોય. ”

“ મુનિમહારાજ ! ” શ્રીકૃષ્ણ હસતા હસતા બોલ્યા. “ રથની લગામ તો મારી પાસે છે પણ હાંકું છું એ પોતે જ્યાં કહે ત્યાં. ”

વ્યાસમુનિ પોતાનો જમણો હાથ ઉંચો કરીને બોલ્યા: “ ‘અર્જુન ! તું તારા બ્રહ્માસ્ત્રને પાછું વાળી લે.”

“જેવી આપની આજ્ઞા.” કહેતાંની સાથે અર્જુ

બ્રહ્માસ્ત્રને પાછું ખેંચી લીધું.

"અશ્વત્થામા!" વ્યાસે અશ્વત્થામા તરફ ફરીને કહ્યું. "હવે તું ખેંચી લે."

"મહારાજ!" અશ્વત્થામા ગળગળો થઇ ગયો. "મને પાછું ખેંચતાં આવડતું નથી."

"હેં!" વ્યાસ ચકિત થઈને બોલ્યા. "તો મૂર્ખા, તેનો પ્રયોગ શા શારૂ કર્યો?"

"મહારાજ!" અશ્વત્થામા બોલ્યો. "પાછું ખેંચતાં તો નથી આવડતું પણ પ્રયોગનો સંકલ્પ એવો કર્યો છે કે પાંડવકુળનું નિકંદન થાય."

"હે દુષ્ટ!" વ્યાસ ખિન્ન થઇને બોલ્યા. "તમે લોકોએ અમને ઋષિમુનિઓને ભારે વિચારમાં નાખી દીધા છે. દ્રોણે પુત્રરાગથી પ્રેરાઈને તને આ અસ્ત્ર આપ્યું એ જ મોટી ભૂલ કરી. તેં એ ભૂલને ઠીકઠીક પોષણ આપ્યું. બ્રાહ્મણ પડે પછી કયાં જઇને તે અટકશે તે કોણ કહી શકે છે? બોલ, હવે તારા બ્રહ્માસ્ત્રનો છેવટનો પાત કયાં થાય?"

"ઉત્તરાના ગર્ભમાં." અશ્વત્થામા બોલ્યો.

"સડી ગયેલું ફળ ગંધાયા વિના કેમ રહે?" વ્યાસ ખિન્ન થઇને બોલ્યા.

"મહારાજ!" ભીમસેનથી ન રહેવાયું. "હું આ અશ્વત્થામાનો વધ કરવા આવ્યો છું. એનો વધ ન

થાય તો દ્રૌપદી અનશન કરીને દેહ પાડવાની. અર્જુને બ્રહ્માસ્ત્ર તો આપની આજ્ઞાથી પાછું ખેંચી લીધું, પણ હવે હું અશ્વત્થામાને છોડનાર નથી.”

“ભીમસેન! અશ્વત્થામાને મારીને શું કરીશ?” વ્યાસ ખિન્ન થઇને બોલ્યા.

“મારૂં અને દ્રૌપદીનું મન ઠારીશ.” ભીમે જવાબ દીધો.

“એ કેવળ વલખાં છે.” વ્યાસ બોલ્યા. “એમ મન ઠરતાં હોત તો તો અગિયાર અક્ષૌહિણીને મારી ત્યારે ઠર્યાં હોત. મન તો ત્યારે ખરાં ઠરશે જ્યારે આ શસ્ત્રાસ્ત્રોનો જગત ત્યાગ કરશે. પ્રભો, શ્રીકૃષ્ણ! આપ કેમ કશું બોલતા નથી?”

“પુરાણમુનિ!” શ્રીકૃષ્ણ બોલ્યા. “આપ જેવા ઋષિઓ જ્યાં જગતના કલ્યાણનો રાતદિવસ વિચાર કર્યા કરે છે ત્યાં મારે શું બોલવાનું હોય?”

“ભીમસેન!” વ્યાસ ફરીથી બોલ્યા. “આ અશ્વત્થામા તમારા સૌના ગુરુ દ્રોણાચાર્યનો પુત્ર છે. તેનું માથું તમે ઉતારો એવી ભૂલ તેણે કરી છે, પણ ભૂલનો બદલો મોતથી ન હોય. કેમ યુધિષ્ઠિર! તમને કેમ લાગે છે?”

“મહારાજ!” યુધિષ્ઠિર બોલ્યા. “તમે યોગ્ય જ કહો છો. હું પણ છાવણીમાંથી નીકળ્યો ત્યારે તો અશ્વ-

ત્થામાના પ્રાણ લેવા એવો વિચાર કરીને નીકળ્યો હતો; પણ અત્યારે મારું મન પાછું હઠે છે. ગુરુપુત્રને મારીને હું રાજી થવા માગતો નથી. ”

“ તો દ્રૌપદીને ગુમાવીને રાજી થશું ? ” ભીમ બોલી ઉઠ્યો.

“ ભીમસેન ! ” શ્રીકૃષ્ણ બોલ્યા. “ એમ ઉતાવળો ન થા. આ અશ્વત્થામા બ્રાહ્મણ છે. એના માથામાં મણિ છે. તેના માથાનો મણિ લઈ લેવો એ અશ્વત્થામાનો વધ કર્યા બરાબર છે. આપણે અશ્વત્થામાને દ્રૌપદીની પાસે લઇ જઈએ. દ્રૌપદી પણ પાંચાલરાજની પુત્રી છે. તેના દિલમાં પણ ક્ષત્રિયની ઉદારતા છે. ગુરુપુત્રને માફી આપીને મોટાઈ સિદ્ધ કરવી તે એને પણ ગમશે. કેમ યુધિષ્ઠિર ? ”

“ તમારી વાત બરાબર છે. ” યુધિષ્ઠિર બોલ્યા.

“ તો અશ્વત્થામા ! ” વ્યાસ બોલ્યા. “ રથ પર ચડી જા. દ્રૌપદી માગે તો આનાકાની વિના તારા માથાનો મણિ આપી દેજે. કદાચ દ્રૌપદી તારો દેહ માગે તો પણ આપતાં અચકાતો ના. તું આપતાં આંચકો નહિ ખા, તો તે લેતાં આંચકો ખાશે; અને તું આપતાં આંચકો ખાઇશ તો તે લેવા માટે વધારે આગ્રહ રાખશે. જગતનો આવો સનાતન નિયમ છે. ”

“ પ્રભો ! ” અશ્વત્થામા બોલ્યો. “ આપના પર

શ્રદ્ધા રાખીને રથમાં ચઢું છું. ત્યાંથી આવીને આપની પાસે જ બેસવાનો છું."

"દ્રોણપુત્ર!" વ્યાસે જવાબ દીધો. "પછીની વાત પછી. માથાનો મણિ ગુમાવ્યા પછી તો તને થોડા રોજ પૃથ્વી ઉપર રખડવું જ ગમશે; તારું ચિત્ત કોઈ એક ઠેકાણે સ્થિર રહી જ નહિ શકે. જીંદગી આખી ડહોળી નાખી હશે એ આછરતાં પણ વાર લાગશે. તું જ્યારે આવ ત્યારે આ આશ્રમના દરવાજા ખુલ્લા છે. પણ અશ્વત્થામા! આવાં સ્થાનોમાં વસવાનો ઉભરો તો ઘણાને આવે છે; એ ઉભરો ન રહે અને નિશ્ચય થાય તે માટે તો ઈશ્વરની કૃપા જોઈએ છીએ. આજે તો જા. પરમાત્મા તારૂં કલ્યાણ કરો; તમારૂં સૌનું કલ્યાણ કરો. પ્રભો શ્રીકૃષ્ણ! જગતનું કલ્યાણ થાઓ."

અશ્વત્થામાને લઈને ભીમસેન વગેરે વિદાય થયા અને વ્યાસ ભગવાન આશ્રમ તરફ ફર્યા.



# બાલસાહિત્ય ગુચ્છ

## ૨૫ પુસ્તકો પોસ્ટેજ સાથે રૂા. ૨–૮–૦ માં

### સંપાદકો : ગિજુભાઈ અને તારાબેન

| | | |
|---|---|---|
| ૧ લાલ અને હીરા | ૯ તક્તક્ તક્તક્ તર્ર્ર્ | ૧૭ ટેક |
| ૨ ભેંશના શીંગડામાં | ૧૦ વેડનો વારો | ૧૮ મેંઢિયો |
| ૩ ગામડામાં ગયો હતો | ૧૧ નવા વરતો | ૧૯ તારાબેનના પાઠો |
| ૪ આંબો રોપ્યો | ૧૨ વસંત આવી | ૨૦ માજીએ કહેલી |
| ૫ વિલાયતી વાતો | ૧૩ તિળ ક્યા ગુળ ક્યા | ૨૧ જોયુ ને આખ ઠરી |
| ૬ ટૂચકાઓ | ૧૪ હેમુભાઇના પાઠો | ૨૨ સટરપટર વાતો |
| ૭ બે બાળનાટકો | ૧૫ જીવજંતુ | ૨૩ ચમ્મર વલોણાં |
| ૮ દાદાજીની તલવાર | ૧૬ ઠેક ઠેકા | ૨૪ ચતુર કરોળિયો |

૨૫ પંચામૃત

---

## બીજું કુમાર વાચન

### બાર વર્ષની ઉંમર પછીના કુમારો તથા યુવકો માટે

| | |
|---|---|
| કૈલાસ માનસરોવર દર્શન ૦-૧૦૦ | કિશોર કથાઓ ખંડ ૧–૨ દરેકના ૦–૬–૦ |
| વડલો (સચિત્ર નાટક) ૦-૧૦-૦ | ઇન્સાન મિટા દૂંગા ૦–૬–૦ |
| બાલરામાયણ ૦-૧૦-૦ | આપણા દેશનો ઇતિહાસ ૦–૬–૦ |
| રખડુ ટોળી ૦–૮–૦ | આપણા આર્થિક પ્રશ્નો ૦–૫–૦ |
| જાતક કથાઓ ૦–૮–૦ | સુભાષિત રત્નમંજૂષા ૦–૪–૦ |
| હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ ૦–૮–૦ | ભગવાન બુદ્ધ ૦–૩–૦ |
| ધર્માત્માઓના ચરિતો ૦–૮–૦ | હઝરત મોહમ્મદ પયગમ્બર (સ) ૦–૩–૦ |
| પ્રાસંગિક મનન ૦–૮–૦ | અશો જરથુસ્ત્ર ૦–૩–૦ |
| કોઇએ નહોતું કીધું ૦–૮–૦ | ભયનો ભેદ (નાટક) ૦–૧–૬ |

શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર : ભાવનગર

# શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળા

[ પાંચ વર્ષથી પંદર વર્ષ સુધીનાં બાળકો માટે ]

સંપાદકો : ગિજુભાઇ અને તારાબેન

માળાનાં ૮૦ પુસ્તકોની સામટી કિંમત ૬-૪-૦ : પોસ્ટેજ જુદું.

**[ આજ સુધીમાં કુલ ત્રણ લાખ ઉપરાંત પુસ્તકો ખપી ગયાં છે. ]**

માળાની અંદરના વિષયો

(૧) પૌરાણિક અને ધાર્મિક (૨) આખ્યાનો-દંતકથાઓ (૩) ઐતિહાસિક વાતો (૪) ભૌગોલિક સાહિત્ય (૫) ગ્રામજીવન (૬) જીવન ચરિત્રો (૭) વિજ્ઞાન અને સામાન્ય જ્ઞાન (૮) પ્રાણીશાસ્ત્ર-વનસ્પતિશાસ્ત્ર (૯) શરીરશાસ્ત્ર અને આરોગ્યવિજ્ઞાન (૧૦) પત્ર-સાહિત્ય તથા ડાયરી (૧૧) સંક્ષિપ્ત પુસ્તકો (૧૨) વરત, ઉખાણા (૧૩) કહેવત સાહિત્ય (૧૪) ગૃહજીવન (૧૫) ભાષાશિક્ષણ અને વ્યાકરણ (૧૬) વિનોદ સાહિત્ય (૧૭) કાવ્ય સાહિત્ય (૧૮) બાલજીવન સાહિત્ય (૧૯) નાટકો (૨૦) પાઠો અને રેખાચિત્રો (૨૧) પ્રવાસ...વગેરે.

## બાળવાર્તાઓ : ભાગ ૧-૨-૩-૪-૫

સંપાદક: ગિજુભાઈ [ પાચમી આવૃત્તિ ]

ત્રણથી બાર વર્ષનાં બાળકો માટે **એકંદર ૧૦૬ વાર્તાઓ.**

કિંમત દરેકના ૦-૪-૦ : પોસ્ટેજ દરેકનું ૦-૧-૦

## બાળ લોકગીત સંગ્રહ : ભાગ ૧-૨

સંપાદક: ગિજુભાઇ મોટા અક્ષરોમાં છાપેલાં

બાળકોને મ્હોએ ચડી ગએલા, તથા બાલમંદિરના લાબા વખતના અનુભવ ઉપરથી પસંદ કરેલાં..........**એકંદર ૧૦૫ ગીતો**

દરેકની કિંમત ૦-૩-૦ : પોસ્ટેજ દરેકનું ૦-૧-૦

છેલ્લાં સાતે પુસ્તકો સાથે લેનારને રૂા. ૧-૮-૦ માં મળશે.

# હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ

## લેખકઃ નાનાભાઈ

"સનાતન ધર્મના શુભ સંસ્કારોમાં ઉછરેલા અને રાષ્ટ્રીય કેળવણ વરેલા નાનાભાઈની નજર મહાભારત ઉપર પડે એમાં આશ્ચર્ય શુ દક્ષિણામૂર્તિના પોતાના દીકરા દીકરીઓ માટે મહાભારતમાંથી કથારત વીણી વીણીને તેમાંથી એમણે એક સરસ હાર બનાવ્યો છે. અને ગુજરાતનાં સમસ્ત બાળકોને આ પુસ્તક દ્વારા અર્પણ કરે છે."

—કાકા સાહેબ કાલેલ

### સોળે વાર્તાઓનાં નામ

| | |
|---|---|
| આરુણિ | ગૃહસ્થાશ્રમ મોટો |
| ઉપમન્યુ | કે સંન્યસ્તાશ્રમ? |
| વિજય કોનો? | નરો વા કુંજરો વા |
| બ્રહ્માનો ગર્વ | જનક વિદેહી |
| હંસકાકીયમ્ | નાનાભાઈ–મોટાભાઈ |
| સમુદ્રમંથન | યક્ષ યુધિષ્ઠિર |
| સાચો યજ્ઞ | પ્રભુશેખે |
| મૃદૂનિ કુસુમાદપિ | ગંગાવતરણ |
| વીરભદ્ર | |

ક્રાઉન સોળપેજી ૧૭૬ પાનાં: એન્ટીક કાગળ

કિંમત આઠ આના : પોસ્ટેજ દોઢ આનો

## આવાં જ બીજાં પુસ્તકો

બાલરામાયણ ભાષાંતરકર્તા: લીલાવતી બેન ૦–૧૦–૦

ધર્માત્માઓનાં ચરિતો લેખક ગિજુભાઈ ૦–૮–૦

હિન્દુધર્મની આખ્યાયિકાઓ–બીજો ખંડ તૈયાર થાય છે.
લેખક: નાનાભાઈ

# મહાભારતનાં પાત્રો

લેખક : શ્રીયુત નાનાભાઈ

## માળાનાં એકંદર બાર પુસ્તકોની યાદી

| | | | |
|---|---|---|---|
| ૧ સૂતપુત્ર કર્ણ | ૦-૩-૦ | ૭ કુંતી-ગાંધારી | ૦-૫-૦ |
| ૨ પાંચાલી | ૦-૪-૦ | ૮ દ્રોણ-અશ્વત્થામા | ૦-૫-૦ |
| ૩ દુર્યોધન | ૦-૩-૦ | ૯ ભીષ્મ | ૦-૪-૦ |
| ૪ ભીમસેન | ૦-૪-૦ | ૧૦ ધૃતરાષ્ટ્ર | ૦-૨-૬ |
| ૫ અર્જુન | ૦-૭-૦ | ૧૧ શ્રીકૃષ્ણ | ૦-૬-૦ |
| ૬ યુધિષ્ઠિર | ૦-૪-૬ | ૧૨ મહાભારત કથા | ૧-૦-૦ |

એકંદર પાનાં પોણા તેરસો.

**આખા સેટની કિંમત માટે પૂછો. પોસ્ટેજ ૦-૧૨-૦ જુદું**

[ મહાભારત કથાની પાકી બંધાઈના ૦-૪-૦ વધારે ]

: મુખ્ય એજન્ટો :

આર. આર. શેઠની કું; મુંબઈ-૨
પુસ્તકાલય સ. સ. મંડળ; વડોદરા
યુગાંતર કાર્યાલય, ગોપીપુરા; સુરત
લાજપત ખાદી ભંડાર; કરાંચી
ચંદુલાલ જગશી શાહ; અમદાવાદ
ઠા. બેચર મેઘજી સન્સ; રાજકોટ પરા
કાંતિલાલ શેઠની કું. વડાપાડા; ભરૂચ
ઉપયોગી વસ્તુભંડાર; કલકત્તા

હરિલાલ રતિલાલની કું૦ : ગોવિંદ બિલ્ડીંગ, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

**શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર**

# દુર્યોધન

: લેખક :

નાનાભાઈ

મહાભારતનાં

પાત્રો



: ૩ :

: પ્રકાશક :

શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર

ભાવનગર

૦-૩-૦ ૧૯૫૦

# દુર્યોધન





શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

ત્રણ આના મે ૧૯૩૪

પ્રકાશક :
ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ
શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

પહેલી વાર ડિસેં૰ '૩૦ ::: ૨૬૫૦ નકલ
બીજી વાર મે ૧૯૩૨ ::: ૨૧૦૦ નકલ
ત્રીજી વાર મે ૧૯૩૪ ::: ૧૮૦૦ નકલ

મુદ્રક :
પારી. ભીખાભાઈ ગોપાળજી
શ્રીસરસ્વતી ::: છાપખાનું
ભાવનગર

# અ નુ ક્ર મ







## ધૃતરાષ્ટ્રનો પુત્ર

"ભાઈ વિદુર, દેવી ગાંધારીને હવે કેમ છે ?" આંધળા ધૃતરાષ્ટ્રે પૂછ્યું.

" હવે તો ઠીક થતું આવે છે."

" એમ એકાએક પેટમાં કેમ દુખવા આવ્યું ?"

"એ તો ગાંધારીએ પોતાનું પેટ ફૂટયું એટલે એકાએક પીડા થઇ આવી. સગર્ભા સ્ત્રીઓ પેટ ફૂટે ત્યારે બીજું શું થાય ?" વિદુર બોલ્યા.

" બિચારી ગાંધારી ! પેટ ન ફૂટે તો શું કરે ? વિદુર, તું મારો ભાઇ છે એટલે હૈયાફૂટી વાત કરૂં છું.

બે દિવસ પહેલાં જ્યારે કુંતીને સૂર્ય જેવો તેજસ્વી પુત્ર અવતર્યાના સમાચાર આવ્યા ત્યારથી જ ગાંધારીની ઊંઘ તો ઉડી ગઇ હતી." ધૃતરાષ્ટ્ર ઉંચા થયા ને બોલ્યા.

"એ તો આનંદના સમાચાર હતા!" વિદુરે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"વિદુર, તારે મન આનંદના સમાચાર. પાંડુને ઘેર પહેલું પારણું બંધાયું એટલે મનેયે એ આનંદના સમાચાર. પણ ગાંધારીને? ગાંધારીને ગર્ભ રહ્યાં આજે બે વર્ષ થવા આવ્યાં. નવ દસ મહિને જ પ્રસવ થયો હોત તો કૌરવ રાજ્યનો પાટવી કુમાર ગાંધારીએ જ જણ્યો હોત. પણ કુંતીને પહેલો પુત્ર અવતર્યો એટલે બિચારી હતાશ ન થાય?" ધૃતરાષ્ટ્રે પ્રશ્ન કર્યો

"એ કોઇના હાથની વાત નથી. પેટ કૂટવાનું કારણ ગમે તે હોય, પણ પેટ કૂટ્યું ને શૂળ ઉભું થયું એટલું તો હું જાણું છું." વિદુર બોલ્યા.

"પણ હવે તો શમી ગયું છે ના?"

"ક્યારનું શમી ગયું છે. પેટ કૂટ્યું ત્યારે પહેલાં તો ભારે પીડા ઉપડી. પણ પાછળથી પેટમાંથી એક કઠણ લોઢા જેવી માંસની પેશી નીકળી!" વિદુર બોલ્યા.

"હેં, હેં! કઠણ લોઢું?"

"કઠણ લોઢા જેવી માંસની પેશી."

"માંસની પેશી? ગાંધારી, તને તો સો પુત્ર થવાનું

શંકરનું વરદાન હતું ને ? " ધૃતરાષ્ટ્રે સંભાર્યું. " પણ આ તો મારાં પ્રારબ્ધ તને નડ્યાં હશે. "

" એ માંસની પેશીને દેવી ગાંધારી તો ફેંકી દેતાં હતાં ત્યાં તેમને દેવી સલાહ મળી કે .... "

" દેવી સલાહ ? " ધૃતરાષ્ટ્ર ઉતાવળા થઇ ગયા. " કોની, શંકરની કે બ્રહ્માની ? શી સલાહ મળી ? "

" સલાહ તો એવી મળી કે એ પેશીના ઉપર ઠંડું પાણી સીંચ્યા કરશો તો તે એક પેશીના સો કટકા થશે."

" એમ ! પછી ? "

" પછી એ સો કટકાને ઘીનાં કૂંડાંમાં બરાબર મૂકી રાખશો તો દરેકમાંથી એક એક પુત્ર જન્મશે. "

" આ તો ભારે કહેવાય ! મહાપુરુષો કઇ રીતે વરદાન આપે છે અને તે કઇ રીતે ફળે છે તે સમજાતું નથી. પછી તમે એ પ્રમાણે કર્યું ? " ધૃતરાષ્ટ્રે પૂછ્યું.

" હા, તરત જ. એમ કરવાથી એ પેશીના સો ભાગ થયા છે અને એ બધાને ઘીનાં કૂંડાંમાં રખાવીને હું આવ્યો છું. " વિદુરે ખુલાસો કર્યો

" બરાબર સો ભાગ થયા ? "

" હા, બરાબર સો. પછી તો રાણીને એક દીકરીનું મન થયું એટલે સો ભાગોની જે નાની નાની કરચો વધી હતી તેનો પણ એક ભાગ કર્યો, અને તેમાંથી દીકરી જન્મશે એમ લાગે છે. " વિદુર બોલ્યા.

"આ બધાં ક્યારે જન્મશે ?"

"પૂરાં બે વર્ષ થશે ત્યારે."

"હજી બીજાં બે વર્ષ ? ત્યાં સુધીમાં તો પાંડુને ઘેર બીજો કુમાર પણ અવતર્યો હશે. પણ વિદુર, તને એક વાત પૂછું ?" ધૃતરાષ્ટ્રે કહ્યું.

"મહારાજ ખુશીથી પૂછો."

"પણ તારે તે તારા પેટમાં જ રાખવી. આપણા કુળમાં જે કુમારનો ગર્ભ પહેલો રહે તે રાજ્યનો વારસ ગણાય, કે જેનો જન્મ પહેલો થયો હોય તે ? જો કે મારે મન તો પાંડુનો પુત્ર જ કૌરવનો પાટવી છે એમાં શક નથી; પણ ગર્ભાધાનના કાળને ગણતરીમાં લઈએ તો લઈ શકાય કે નહિ ?" ધૃતરાષ્ટ્રે શંકા મૂકી.

"મહારાજ, આજે આ પ્રશ્ન જ ક્યાં છે ? હજી કૂંડાંમાં મૂકેલી પેશીઓને પાકવા તો દો !" વિદુરે કહ્યું.

"હું તો અમસ્તો પૂછું છું. મારે તો આંખો જ નથી એટલે કાંઈ જોવું છે ? વળી ભીષ્મ પિતામહ બેઠા છે ત્યાં સુધી મારે ને તારે તો ફિકર જ નથી. આ તો મારા મનમાં એક તુક્કો આવ્યો એટલે મેં તને તે કહી નાખ્યો. એ તુક્કામાં જરાયે અર્થ નથી, હો !" ધૃતરાષ્ટ્રે ખુલાસો કરવા માડ્યો.

"અર્થ વિનાનું તો માણસ કદાપિ બોલતો જ નથી. આપણને જે અર્થ વિનાનું લાગે છે તેમા પણ

અર્થ તો હોય જ છે, અને ઘણી વાર ભારે ગંભીર અર્થ હોય છે. માત્ર સાંભળનારાઓમાં એ અર્થને ઉકેલવાની શક્તિ જોઇએ." વિદુર બોલ્યા.

"વિદુર, તું જરા જઈને ફરીથી દેવીની ખબર કાઢી આવ તો ? તને આવ્યાં ઘણી વાર થઇ." ધૃતરાષ્ટ્રે વાત ફેરવી.

"મહારાજ, આ ચાલ્યો."

* * *

"વિદુર, આ અવાજ શાનો આવે છે ?"

"આપણા પહેલા કૂંડામાંથી પુત્ર ઉત્પન્ન થયો તેની ખુશાલીનો."

"હં હં ! ભાઇ, ફરીથી એક વાર એ શબ્દો બોલ એટલે હું ધરાઇ ધરાઈને સાંભળું." ધૃતરાષ્ટ્રે કાન માંડ્યા.

"દેવી ગાંધારી આજે પુત્રવતી થયાં."

"દેવી, દેવી, આજે મને કૃતાર્થ કર્યો ! વિદુર, તમે જઈને આ સમાચાર પિતામહને આપો, અને બ્રાહ્મણને બોલાવીને કુમારના જોશ જોવડાવો." ધૃતરાષ્ટ્ર બોલ્યા.

"પિતામહને સમાચાર મોકલાઇ ગયા છે, અને જોશીઓને તો ક્યારના દેવીએ બોલાવ્યા છે." વિદુરે જણાવ્યું.

"તો તો ઠીક. જોશીને કહો કે મારા એ પુત્રની કુંડળી બરાબર મૂકે." ધૃતરાષ્ટ્ર બોલ્યા.

" કુંડળી તો મૂકે જ છે. આ દેવી પોતે જ આવ્યાં."

" ક્યાં છે ? દેવી ગાંધારી, તમે મને ભાગ્યશાળી કર્યો !" ધૃતરાષ્ટ્ર ગળગળા થઈ ગયા.

" ભાગ્યશાળી કે દુર્ભાગી ? "

" દેવી, એમ ન બોલો. ગાંધારની પુત્રીએ તો મારા ારને આજે શણગાર્યું."

" કહો કે સળગાવ્યું !"

" દેવી, એમ ન બોલો."

" મહારાજ, હું ઠીક જ કહું છું. આ જોશીઓ કહે છે કે આ પુત્ર આખા કૌરવકુળનો નાશ કરશે." ગાંધારી બોલી.

" તમે આ શું કહો છો ? હજી તો કૂંડાંમાંથી બહાર આવે છે ત્યાં એ આખા કુળનો નાશ કરશે એમ જોશીઓ જોઈ ગયા ?" ધૃતરાષ્ટ્રથી ન રહેવાયું.

" એ લોકો તો જોશમાં જેવું આવે એવું કહે." ગાંધારી બોલી.

" એવા તે ક્યા અમંગળ મુહૂર્તમાં તે આવ્યો છે ?" ધૃતરાષ્ટ્રે પૂછ્યું.

" મહારાજ, આ પુત્ર અવતર્યો ત્યારે તેના રડવાનો અવાજ ગધેડાના જેવો હતો." વિદુરે કહ્યું.

" એ તો બધાંય છોકરાં અવતરે ત્યારે રુવે."

" વળી જોશીઓ તો કહેતા હતા કે તે વખતે

શહેરની અંદર પણ ગધેડાંઓ એકી સાથે ભૂંકવા લાગ્યાં હતાં. ” ગાંધારી બોલી.

“ એ તો કોઈએ બધાંને એક સાથે માર્યાં હશે.” ધૃતરાષ્ટ્રે ખુલાસો શોધ્યો.

“ તમે તમારે ફાવે તેમ કહો. મને તો આ તમારા જોશીઓ કહે છે, કે આ પુત્ર કૌરવકુળનો નાશ કરશે માટે તેનો ત્યાગ કરો. ”

“ દેવી, દેવી, તમારા જોશીઓ બધા વાંઝિયા લાગે છે! ગામમાં તમને બીજા કોઇ સારા જોશી ન મળ્યા? ત્યાગ કરો, ત્યાગ કરો એટલે શું? બોલો, તમે જ ત્યાગ કરવા તૈયાર છો?” ધૃતરાષ્ટ્રે પૂછ્યું.

“ હા, હું તૈયાર છું. તમારા આખા કુળની ખાતર મારા એક પુત્રનો ત્યાગ કરવા હું તૈયાર છું.” ગાંધારી બોલી.

“ એ બધું નકામું છે. દૈવને કુળનો નાશ કરવો હશે તો તમે એને જંગલમાં મૂકશો ત્યાં પણ મોટો થઇને એ આપણો નાશ કરશે. ” ધૃતરાષ્ટ્ર બોલ્યા.

“ જંગલમાં બે દિવસનું છોકરૂં જીવતું જ શાનું રહેશે? ત્યાં તો વાઘ વરૂ એનો કોળિયો કરી નહિ જાય? ” વિદુર બોલ્યા.

“દૈવની ઇચ્છા હોય તો વાઘ એને મારી નાખવાને બદલે પોતે જ ધવરાવીને મોટો કરે. અને જો દૈવને જ આપણો વિનાશ કરવો હશે તો શું આ પુત્રના

ત્યાગથી તે અટકશે ? પિતામહ અને વિદુર જેવા પુરુષો જે કુળના સંરક્ષકો છે તે કૂળનો નાશ કરવાની કોઇની તાકાત નથી. મારે તો એનો ત્યાગ કરવો નથી. વિદુર, તને કેમ લાગે છે ? " ધૃતરાષ્ટ્ર બોલ્યા.

"મને તો દેવી કહે છે તે યોગ્ય લાગે છે. આ એક જશે તો પણ પાછળ બીજા નવ્વાણું પુત્રો છે." વિદુર બોલ્યા.

"વિદુર, બીજા નવ્વાણું હોય માટે શું આ એક પુત્ર અમને વધારાનો છે ? જગતની માતાઓને જઇને પૂછી આવ એટલે તને ખબર પડે. ગાંધારી ત્યાગની હા કેમ પાડે છે તે જ મને તો સમજાતું નથી. હું તો કહું છું કે એને જાળવો ને મોટો કરો. એ મોટો થશે ત્યારે એને અંકુશમાં રાખવો એ મારું કામ. " ધૃતરાષ્ટ્ર બોલ્યા.

"તમે અંકુશમાં રાખી રહ્યા. તમે કોઇને અંકુશમાં રાખ્યા છે ? જે પોતાની જાતને અંકુશમાં ન રાખી શકે તે બીજાને શું રાખી શકવાના હતા ? ભલે, તમારી ઇચ્છામાં આવે તેમ કરો. મનેય તે કાંઇ દીકરા જેવો દીકરો તજી દેતાં મન થતું હશે ? પણ આ કુળનો પ્રશ્ન હોય તો હું ઘડીભર હૈયાને કઠણ કરીને ત્યાગ કરવાની હા પાડું છું. " ગાંધારી બોલી.

"તો દેવી, ત્યાગ કરવાની કશી જરૂર નથી. એ

તો બ્રાહ્મણો પોતાનું માહાત્મ્ય વધારવા એવીયે વાતો કરે. તેથી આપણે શા માટે ગભરાવું ? બ્રાહ્મણોને કહો કે કૌરવ-કુળ ઉપર કાંઇ આફ્ત જેવું જણાતું હોય તો નિવારણને માટે મંત્રો કરો, યાગો કરો, દક્ષિણા આપો અને જોઇએ તેટલાં દેવપૂજન કરો. કુરુકુળ ઉપર સંકટ હોય તો તેની નિવૃત્તિ માટે જેટલું કરવું હોય તેટલું સુખેથી કરો. " ધૃતરાષ્ટ્ર બોલ્યા.

" ભલે, એમ કરૂં છું. "

" અને હવે ત્યાગ કરવાનું નામ જ ન લેશો. મારા એ પુત્રને પછી મારી પાસે લાવો. મારે આંખો તો નથી પણ તેના કોમળ શરીર પર હાથ ફેરવીનેયે હું સુખી થઇશ. " ધૃતરાષ્ટ્રે પૂરૂં કર્યું.



# ચંડાળ ચોકડી

હસ્તિનાપુરના રાજમહેલની એક અગાશીમાં દુર્યોધન આંટા મારતો હતો. દૂર દૂર યમુનાનાં પાણી સપાટાબંધ વહ્યાં જતાં હતાં. થોડી વારે પાછળથી શકુનિ, દુઃશાસન અને કર્ણ દાખલ થયા.

"કેમ દુર્યોધન, શા વિચારમાં પડ્યો છે?" પેસતાં પેસતાં શકુનિએ પૂછ્યું.

શકુનિના શબ્દો દુર્યોધનના કાન પર અથડાઇને જ પાછા ફર્યા.

"કોઇ ભારે ચિંતામાં લાગે છે:" શકુનિ ગણગણ્યો.

"મોટાભાઈ, મોટાભાઇ ?" દુઃશાસને દુર્યોધનના ખભા પર હાથ દઈને કહ્યું. "મામા અને કર્ણ આવ્યા છે."

"પધારો મામા."

"બહુ ઉંડા વિચારમાં ઉતરી ગયો છે ? સામે શું જુએ છે ?"

"મારા જીવનની કથા."

"એટલે ? એ પાણી પર તારા જીવનની કથા લખી છે ?"

"હા, એ પાણી પર લખી છે; સામેનાં ઝાડો પર પણ લખી છે; આ સામે આકાશમાંયે લખી છે અને સૌથી વધારે ચોખ્ખી તો લખી છે મારા અંતરમાં." દુર્યોધન ધીરે ધીરે બોલ્યો.

"મહારાજ નિરાશ થઈ ગયા છે એટલે આવું તેવું બોલે છે!" કર્ણ બોલ્યો.

"હા, નિરાશ તો એવો થયો છું કે હવે એ નિરાશામાંથી આશાનો અંકુર સરખો ફૂટવાનો નથી." દુર્યોધને કહ્યું.

"ભાણેજ, તેં તો સમસ્ત માનવ જીવન પર હડતાળ દીધી. નિરાશામાંથી આશા આવવાની જ છે. માણસ જ્યારે પૂરેપૂરો નિરાશ થાય છે ત્યારે તો એ દેહને છોડીને જ જીવ ચાલતો થાય છે!" શકુનિ બોલ્યો.

"તો મારૂંયે તેમ થશે. હવે જીવનનું કશુંયે પ્રયોજન રહ્યું નથી." દુર્યોધન હતાશ થતો બોલ્યો.

"મહારાજ, એવું શું બોલો છો? કાલે સવારે આપ ચક્રવર્તી બનશો અને બધી લીલાલહેર થશે." કર્ણ બોલ્યો.

"કર્ણ, માઠું ન લગાડતો. ઘોડાનો ચાબુક ઝાલવામાંથી જે અંગ દેશના સિંહાસન પર ચડી જાય, તેને મારા દુઃખનું તો ભાન પણ ન થાય!" દુર્યોધને ક્રોધી આંખે કહ્યું.

"પણ દુર્યોધન, હજી આપણે પ્રયત્ન ક્યાં સાવ છોડી દીધો છે?" શકુનિ બોલ્યો.

"મને એ જ સાલે છે આપણે કેટકેટલા પ્રયત્નો કર્યા પણ એકેયમાં ફાવ્યા નહિ. આ નદીનાં નીર મને હસે છે, તે તમે જુઓ છો? ભીમને ઝેર ખવડાવીને આપણે તેને નદીમાં ડૂબાડ્યો, પણ એ તો પાતાળમાંથી વધારે મજબૂત થઈને બહાર આવ્યો, આ આપણો પ્રયત્ન!" દુર્યોધન બોલ્યો.

"એ તો કોઇ વાર પાસા અવળા પણ પડે."

"કોઈ વાર નહિ; મારે તો બધા પ્રયત્નોમાં અવળા જ પડ્યા છે! મામા, તમારા કહેવાથી મેં લાખનો મહેલ તૈયાર કરાવ્યો અને પાંડવોને બાળી દેવા માટે

પુરોચનને ત્યાં મોકલ્યો. છતાંયે પાંડવો બળ્યા તો ન
જ, પણ ઉલટા દ્રૌપદીને લઈને બહાર પડ્યા." દુર્યો-
ધન બોલ્યો.

"એ ગઈ ગુજરીને સંભારવી જ શા માટે ?"

"મામા, તમારે મન એ ગઈ ગુજરી છે. મ
મન તો આ બધા બનાવો આજે મારી સન્મુખ બન
હોય એટલા તાજા છે, અને મારું અંતર કોતરી ખાય
છે. પેલું સામે નદી પર કાળું વાદળ મને કહે છે:
'દુર્યોધન, તું તારે ફાવે તેટલો પુરુષાર્થ કરી લે.
અંતે તારો પરાજય છે!'"

"પુરુષાર્થ નકામો છે, એમ? પુરુષાર્થ નકામો હોત તો પાંડવો અત્યારે આ મહેલમાં હીંદોળા ખાટે હીંચકતા હોત ને દુર્યોધન તથા ભાનુમતી વલ્કલ પહેરીને દ્વૈત વનમાં રઝળતાં હોત. જેઓ દૈવની વાતો કર્યા કરે છે એ લોકોનાં મન બિમાર થઈ ગયાં હોય છે, એમ તું ખાતરીથી સમજજે." શકુનિએ ભાર દઈને કહ્યું.

"એ ગમે તેમ હોય. મને તો મારા જીવનમાં
જણાયું છે કે આપણે પાંડવોને જેમ જેમ કચરવાનો
પુરુષાર્થ કર્યો છે, તેમ તેમ દૈવે તેમને યારી આપી છે.
રાજસૂય યજ્ઞમાં મામા તમે ન હતા. ત્યાં જ્યારે શિશુપા
ીકૃષ્ણના પૂજન સામે વાંધો ઉઠાવ્યો ત્યારે ઘડીભર તે
ને થયું કે હાશ, આ ઘડીએ યજ્ઞ વીંખાશે. પણ એટ-

લામાં તો શિશુપાળનું જ માથું ધડ પરથી હેઠું ઉતર્યું, અને યજ્ઞ આખો સાંગોપાંગ પૂરો થયો.” દુર્યોધન બોલ્યો.

“વળી પાછી ગઈ ગુજરી? અને આજે તો એ બધા જંગલમાં રખડે છે ના? હવે તારે શી ચિંતા છે?” શકુનિએ કહ્યું.

“ચિંતા તો એ જીવતા હશે ત્યાં સુધી રહેવાની છે. મામા, સંભારો. જંગલમાં પાંડવોને શાપ આપવા માટે આપણે દુર્વાસાને હજાર શિષ્યો સાથે મોકલ્યા; પણ કોણ જાણે કેમ. દુર્વાસા અને તેમના શિષ્યો નદીમાંથી જ પરબાર્યા ચાલતા થયા!” દુર્યોધન બોલ્યો.

“ગણતરી તો એવી હતી કે દુર્વાસા કવખતે પાંડવોની ઝૂંપડીમાં પહોંચે અને ખાવાનું ન મળે એટલે શાપથી તેમને બાળી દે.” દુઃશાસન બોલ્યો.

“વાત એ જ છે. આપણે બધીયે ગણતરીઓ કરી હોય છે ત્યારે તો આબાદ લાગે છે. પણ કોણ જાણે ક્યાંથી એ ગણતરીમાંથી પણ પાંડવોને માર્ગ મળી જાય છે, અને આપણી બધી મહેનત નકામી જાય છે!” દુર્યોધન બોલ્યો

“એમ જ છે. જુઓને આપણા જયદ્રથને દ્રૌપદીનું હરણ કરવા મોકલ્યા હતા....” દુઃશાસને બોલવા માંડ્યું.

“ત્યાં તો તે પોતે જ પકડાયા!” કર્ણે પૂરું કર્યું.

દુર્યોધન

" અને મામા, અમે બધા ગંધર્વોની સાથે લડ્યા ત્યારે મોટાભાઇને પાંડવોએ છોડાવ્યા." દુઃશાસને કહ્યું.

" મામા, આ બધું જ્યારે એક પછી એક માર સ્મરણપટ પર ખડું થાય છે ત્યારે મારાં રૂંવાડાં ઉભાં થઈ જાય છે, શરીરે પ્રસ્વેદ આવે છે, અને લોહીનું પાણી થઇ જાય છે!"

" એમ થાય એ સહજ છે. પણ હિંમત હારવા જરૂર નથી." શકુનિ બોલ્યો.

" મામા, તમે પહેલાં ઘડીભર કુરુરાજ ધૃતરાષ્ટ્રના પુત્ર થઇ જુઓ, અને પછી સલાહ આપો તો ઠીક!" દુર્યોધન ચીડાયો.

" થઈ ગયું તેનો શોક કરીને એ જ વાત પ ચોંટી રહેવું એ નબળા મનની નિશાની છે. થયું તે થયું. હવે આવતી કાલે શું કરવું છે તેનો વિચાર જ ડાહ્યા પુરુષો કરે છે."

આવતી કાલ તો ગઈ કાલ અને આજનું બચ્ચ છે. ગઇ કાલને ભૂલીને આવતી કાલનો વિચાર કરનાર મૂર્ખ છે. મામા, તમને ગમે તેમ દેખાય, મને તો દીવા જેવું ચોખ્ખું દેખાય છે કે આપણી બધી યુક્તિ પ્રયુક્તિ-ઓએ દેવાળું કાઢયું છે." દુર્યોધને ચોખવટ કરી.

" તો હવે હાથપગ જોડીને આ અગાશીમાં બેઠા બેઠા નદીનાં નીર જોયા કરો, અને ગઇ કાલનું સ્મરણ

ર્યા કરો, એટલે સામ્રાજ્ય આકાશમાંથી ઉતરીને દુર્યો-ધનના ખોળામાં પડશે!" શકુનિએ માથું ખજવાળતાં કહ્યું.

"એમ તે કોઈને સામ્રાજ્ય મળ્યાં છે?" દુઃશાસનથી ન રહેવાયું.

"સામ્રાજ્ય તો મળશે તલવારની ધાર પર!" કર્ણ બોલ્યો.

"તમે બધા જૂઠા છો. કર્ણ, માઠું ન લગાડજે. વિરાટના રણમેદાન પર જ્યારે એકલો અર્જુન ગાયોના ટોળામાં વાઘની જેમ પડ્યો ત્યારે તારી તલવારની ધાર ક્યાં ગઈ હતી? તમે બધા લોકો 'હા જી. હા' કરનારા છો ને ભલું મનવ્યા કરો છો." દુર્યોધને ક્રોધથી કહ્યું.

"મહારાજ, આપને ભલું મનાવવાનો પ્રશ્ન નથી."

"ત્યારે કયો પ્રશ્ન છે? પાંડવોને વનમાં મોકલ્યા તે દિવસે આપણે ધારતા હતા કે તેર વર્ષમાં તો આપણે બરાબર જામી જઈશું. એ તેર વર્ષ પૂરાં થયાં અને આવતી કાલે પાંચ પાંડવોને અને દ્રૌપદીને હું હસ્તિનાપુરના દરવાજામાં પેસતાં દેખું છું" દુર્યોધન બોલ્યો.

"હસ્તિનાપુરના દરવાજા ખાલી લાકડાના નથી બનાવ્યા." કર્ણ બોલ્યો.

"ખાલી લાકડાના તો શું પણ ઘાસના બનાવ્યા છે! વિરાટના રણમેદાન પર એક ૭ વર્ષના છોકરાએ

આપણાં વસ્ત્રો ઉતાર્યાં તે દિવસે આપણી કેડે તલવારો હતી કે ખડની પૂળીઓ હતી ?" દુર્યોધન બોલી ઉઠ્યો.

"હવે કરવું છે શું ? તારી ઇચ્છા હોય તો અમે સૌ અમારે ઠેકાણે જઇએ, અને તને ઠીક લાગે તેમ તું કર ! દુઃશાસન, ચાલો ઉઠો." શકુનિએ કહ્યું.

"ઉઠે ક્યાં ?"

"કેમ ? હવે અમારૂં કામ નથી એટલે જઇએ."

"હવે તો આપણે ચારે જણ એક સાથે જ જશું. આજ સુધી તમારી જ સલાહ પ્રમાણે ચાલ્યો છું; અને હવે આજે મને માર્ગ દેખાતો નથી તે વખતે તમને જવા કેમ દઉં ? હવે તો હુંયે પડું અને સાથે તમનેયે પાડું." દુર્યોધન બોલ્યો.

"તો તો મજા આવે. તું નાહિંમત થાય છે ત્યારે મને ગમતું નથી. સામ્રાજ્ય મેળવવામાં કદાચ મરવું પડે તોયે શું થઈ ગયું ? સામ્રાજ્ય મેળવવાના પ્રયત્નમાં જ મજા છે." શકુનિ બોલ્યો.

"મામા, સાચું કહું છું. પાંડવોને જેર કરવાના મારા તમામ પ્રયત્નો આજ સુધી નિષ્ફળ થયા છે. એ બધા પર આજે નજર નાખું છું ત્યારે એમ થઈ જાય છે કે પુરુષાર્થીને પણ જગતમાં સફળ થવા માટે કોઈ બીજા તત્ત્વની જરૂર છે. એકલો પુરુષાર્થ જ બસ હોત તો તો પાંડવો ક્યારના હતા ન હતા થઈ ગયા હોત ! પણ મામા,

તમારા ગણિતમાં એકાદ આંકડો ક્યાંક ખૂટે છે, અને આખા ગણિતને તે ખોટું પાડે છે!" દુર્યોધન બોલ્યો.

"હવે શું કરવું છે તેનો જ વિચાર કરો ને!" કર્ણ બોલ્યો.

"વિચાર શો કરવો છે? મામાને વિચારે વિચાર!" દુઃશાસને કહ્યું.

"મામા, તમે બધી વાત જાણો છો. પાંડવો વિરાટમાં છતા તો થયા છે; વિરાટની સભામાં તેમણે દ્રુપદ વગેરેને એકઠા પણ કર્યા છે. હવે તેઓ પોતાના રાજ્યને માટે માગણી કરશે એમાં મને શંકા નથી." દુર્યોધને જણાવ્યું.

"એમ જ."

"તો પછી આપણે શું કરવું છે?"

"દુર્યોધન કહે તેમ પાંડવોને તેમનું રાજ્ય સોંપી ઘો; અને તમે સૌ તમારી રાણીઓને લઈને દ્વૈત વનમાં ચાલો. હું તમારી સાથે આવીશ, અને તમને ત્યાં મૂકીને સીધો ગાંધારમાં જઈશ." શકુનિએ ચલાવ્યું.

"પાંડવોને રાજ્ય સોંપી દઉં?" દુર્યોધન ગાજ્યો. "એમ તો હું આ મામાનો ભાણેજ છું, હો!"

"મારો ભાણેજ હોય એ તો જીવે ત્યાં સુધી પ્રયત્ન ન છોડે; અને યુક્તિ પ્રયુક્તિ એવી લડાવે કે ખુદ ઈશ્વરને પણ હાથ જીભ કાઢવી પડે. તેમ છતાં ન ફાવે,

તો હસતે ચહેરે નિષ્ફળ થાય અને વળી ધૂળ ખંખેરીને ઊભો થાય. મારો ભાણેજ તો આવો હોય." શકુનિએ જણાવી દીધું.

"તો મામા, પાંડવોનું કાસળ નીકળે તેવો માર્ગ હજીયે શોધોને? તમારો ભાણેજ તૈયાર છે."

"તો જો. પાંડવો પોતાનું રાજ્ય માગશે."

"હું નહિ આપું."

"એ લોકો તારા બાપને પગે પડશે."

"હું આપવા નહિ દઉં."

"પેલા ભીષ્મ દ્રોણુ શાંતિ અને ન્યાયની સલાહ આપશે."

"ભીષ્મ દ્રોણુને તો મેં ક્યારના વેચાતા લઈ લીધા છે. એમને સાચું બોલ્યાનો સંતોષ મળે એટલા માટે હું તેમને મરજી પ્રમાણે બોલવા દઉં છું. બાકી છેવટ તેઓ છે મારા પક્ષમાં, એ ચોક્કસ સમજજો." દુર્યોધને કહ્યું.

"પાંડવો રાજ્ય માગશે, તારા બાપને સમજાવશે, ધર્મની વાતો કહેશે અને છેવટ શ્રીકૃષ્ણુની મારફત પણુ કહેવડાવ્યા વિના નહિ રહે."

"ભલેને શ્રીકૃષ્ણુ આવે. શ્રીકૃષ્ણુને પણુ કેમ ઘોળીને પી જવા તે તમે મને શીખવો ને?" દુર્યોધન બોલ્યો.

"એમાં શીખવવાનું કશું નથી. તારે તો એક જ વાત લઈને બેસવું. પાંડવોને એક તસુ જેટલી જમીન પણ આપવાની ના પાડવી. ધૃતરાષ્ટ્ર આપવાનું કહે તો તારે કહેવું કે 'હું મરીશ.' તું છેવટનું જણાવી દઇશ એટલે તારો બાપ રાંક છે!" શકુનિએ યુક્તિ બતાવી.

"એ હું જરૂર કરીશ."

"તો બેડો પાર!"

"પછી લડાઈ થશે તો?" દુર્યોધન બોલ્યો.

"એ બધી લડાઇ બડાઇની ખોટી વાતો છે. પાંડવોને લડવું હોત તો ક્યારનાયે લડી ચૂક્યા હોત. તેમને લડવું નથી પણ લડાઇના નામથી તમને બ્હીવરાવવા છે." શકુનિ બોલ્યો.

"ના, ના. હવે એ લોકો લડ્યા વિના ન રહે."

"તને ખબર નથી. આ તારા ભીષ્મ દ્રોણ એક દિવસમાં આખી પૃથ્વી ભસ્મ કરી દે તેવા છે. એ વાત શું પાંડવો નથી જાણતા? જાણે છે માટે તો તે લડાઈ નથી કરતા. તું તારે એ બે જણને તારા પક્ષમાં રાખજે, એટલે પત્યું." શકુનિએ કહ્યું.

"એ તો મારા ખીસામાં જ છે."

"તું તારે મક્કમ રહે; તારા બાપને મક્કમ રાખ. હવે થોડા દિવસમાં પાંડવો શું કરે છે તે જોયા પછી આપણે આગળનો કાર્યક્રમ નક્કી કરશું." શકુનિ બોલ્યો.

"ભલે મામા. તમે વિચાર તો કરી રાખજો હવે આપણે લાંબો વખત રાહ જોઇ નહિ શકીએ."

"રાહ જોવાની જ નથી. તેમ ઉતાવળા પણ થવાનું નથી. હમણાં તો એ લોકો શું કરે છે તે જોયા કરીએ" શકુનિ બોલ્યો.

વાતોમાં ને વાતોમાં રાત ઘણી આગળ વધી હતી. આસપાસના મેદાનમાં પક્ષીઓ શાંત હતાં ઘુવડો પક્ષીઓનો સંહાર કરીને એ શાંતિમાં ક્યાંક ક્યાંક ભંગાણ પાડતાં હતાં.

હસ્તિનાપુરની ચંડાળ ચોકડી શૂન્ય આકાશ સામું જોતી જોતી છૂટી પડી.



# યુદ્ધની તૈયારી

"કેમ દુઃશાસન, મામાને વાર લાગી?" દુર્યોધન બોલ્યો.

"મને તો કહે, કર્ણને લઇને હમણાં જ આવું છું. જુઓ આ ચાલ્યા આવે." દુઃશાસને જવાબ વાળ્યો.

"મહારાજ દુર્યોધનનો વિજય થાઓ." ઓરડામાં પેસતાં જ શકુનિ બોલ્યો.

"મહારાજ દુર્યોધનનો વિજય થાઓ." પેસતાં પેસતાં કર્ણે સાથે ઉમેર્યું.

"કેમ મામા, આ નવી મશ્કરી શોધી કાઢી?" દુર્યોધને પૂછ્યું.

"એ મશ્કરી નથી પણ સંપૂર્ણ સત્ય છે." કર્ણ ગંભીરતાથી બોલ્યો.

"દુર્યોધન, હવે એ વાત જવા દે. તું શું કરી આવ્યો એ તો કહે?" શકુનિએ પૂછ્યું.

"આ બાબતમાં તો મોટાભાઈનો ખરેખર વિજય જ છે, મામા." દુઃશાસન ફૂલાયો.

"શું થયું?" કર્ણે પૂછ્યું.

"એ તો મોટાભાઈના મોઢામાંથી સાંભળશો ત્યારે ખરી મજા આવશે."

"બોલો મોટાભાઈ, તમે જ કહો." શકુનિએ કહ્યું.

"મામા, હું દ્વારકા પહોંચ્યો તે જ વખતે ભીમસેનનો ભાઈ અર્જુન પણ ત્યાં આવ્યો." દુર્યોધન બોલ્યો.

"મોટા અપશુકન." શકુનિ ગણગણ્યો.

"મામા, ભૂલો છો. મનેય પહેલાં તો એમ લાગ્યું હતું, પણ છેવટે તો એ અપશુકનના શુકન થઈ ગયા!" દુર્યોધન બોલ્યો.

"એમ? એક વાર બધું કહે તો ખરો." શકુનિ બોલ્યો.

"અર્જુન પણ દ્વારકા પહોંચ્યો ખરો, પણ હું તો તેની સામુંયે જોયા વિના પરબાર્યો શ્રીકૃષ્ણના મહેલમાં જ પહોંચ્યો." દુર્યોધને કહ્યું.

"પછી?"

"શ્રીકૃષ્ણ સૂતા હતા એટલે હું તો એના ઓશી-કાના ભાગ તરફ એક મોટું સુંદર આસન પડયું હતું તેના પર જઇને જામ્યો." દુર્યોધન બોલ્યો.

"પછી ?"

"પછી થોડી વાર થઇ ત્યાં અર્જુન પણ આવ્યો." દુર્યોધને ચલાવ્યું.

"મોટાભાઇ પહેલાં પહોંચી ગયા એ જ ઠીક થઇ ગયું." દુ:શાસન બોલ્યો.

"પછી અર્જુન કયાં બેઠો ?" કર્ણે પૂછયું.

"બેસે કયાં ? શ્રીકૃષ્ણના માથા તરફ તો હું બેઠો જ હતો એટલે અર્જુન શ્રીકૃષ્ણના પગ હતા તે તરફ ઉભો રહ્યો." દુર્યોધન બોલ્યો.

"તું શ્રીકૃષ્ણના માથા પાસે બેઠો અને અર્જુન શ્રીકૃષ્ણના પગ પાસે ઉભો રહ્યો; ત્યારે તો તને શુકન સારા થયા કહેવાય ! વારૂ પછી ?" શકુનિ બોલ્યો.

"પછી ઘડી વારે શ્રીકૃષ્ણ જાગીને બેઠા થયા."

"એટલે...."

"એટલે અર્જુને તેને નમસ્કાર કર્યા."

"અને તમે, મોટાભાઇ ?"

"એણે અર્જુનને જ પહેલો જોયો. અર્જુન સાથે સહેજ વાત કરી ત્યાં સુધી તો હું બેઠો છું કે નહિ તેની શ્રીકૃષ્ણને ખબર જ ન હતી."

“ એમ ? ”

“ પછી વાંસો ફેરવ્યો ત્યાં મને દીઠો એટલે શ્રીકૃષ્ણ પોતે પલંગથી હેઠા ઉતરીને મને ભેટ્યા અને મને પલંગ પર બેસાર્યો. ” દુર્યોધન બોલ્યો.

“ અને અર્જુનને ? ”

“ અર્જુન તો હેઠે જ ઉભો હતો. ”

“ હવે મુદ્દાની વાત પર આવો ને ? ” શકુનિ જરા ઉતાવળો થયો. “ શ્રીકૃષ્ણે આપણને કેટલી મદદ કરી ? ”

“ મામા, એ બધું કહું છું. હું કહું છું તે બધી વાતોય મુદ્દાની છે. પછી શ્રીકૃષ્ણે મને આવવાનું કારણ પૂછ્યું અને અર્જુનનેય પૂછ્યું. ”

“ અર્જુને શું કહ્યું ? ”

“ બન્નેનાં કારણો ઉઘાડાં હતાં. અમે બન્ને શ્રીકૃષ્ણની મદદ લેવા ગયા હતા. ” દુર્યોધન બોલ્યો.

“ ત્યારે તો શ્રીકૃષ્ણ વિચારમાં પડી ગયા હશે.” કર્ણ બોલ્યો.

“ પડે જ. મેં તો જણાવ્યું કે તમે અમારા સારા સગા છો અને મહારાજ ધૃતરાષ્ટ્રના મિત્ર છો. માટે તમારે અમને મદદ કરવી જોઈએ. ” દુર્યોધન બોલ્યો.

“ ઠીક કર્યું. અર્જુન કાંઈ બોલ્યો ? ” શકુનિએ પૂછ્યું.

"અર્જુને તો એક જ વાક્ય કહ્યું: 'હું આપની સહાય યાચું છું.'"

"તેર વર્ષ સુધી વનમાં રખડીને પાંડવો બિચારા ભિખારી જેવા બની ગયા લાગે છે! હં પછી?" કર્ણ બોલ્યો.

"પછી શ્રીકૃષ્ણ ઘડીક વિચાર કરીને બોલ્યા: 'મારે તમને બન્નેને સહાય કરવી છે એ ચોક્કસ છે. મેં એવો નિશ્ચય કર્યો છે કે મારે આ તમારા યુદ્ધમાં શસ્ત્ર ન લેવું. એક જણની તરફ શસ્ત્રાસ્ત્ર વિનાનો એકલો હું રહીશ, અને બીજા પક્ષમાં શસ્ત્રાસ્ત્રમાં પ્રવીણ મારી અક્ષૌહિણી યાદવસેના રહેશે. આ બેમાંથી તમને ફાવે તે એકને પસંદ કરો. પહેલી પસંદગી અર્જુન કરે."

"પહેલી પસંદગી અર્જુન શા માટે કરે?" શકુનિની આંખ ફાટી.

"પહેલા તો મોટાભાઈ પહોંચ્યા હતા!" દુઃશાસનથી ન રહેવાયું.

"એ તકરાર તો મેં ત્યાં ને ત્યાં જ ઉઠાવી. પણ શ્રીકૃષ્ણ કહે: 'મેં અર્જુનને પહેલો જોયો છે, અને વળી તમારા બેમાં અર્જુન નાનો છે એટલે પહેલી માગ હું અર્જુનને આપું છું.'"

"હું કહેતો હતો તે આ અપશુકન." શકુનિ બોલી ઉઠ્યો.

"પણ મામા, પૂરું સાંભળો તો ખરા !" દુર્યોધન બોલ્યો.

"લ્યો, આ સાંભળું. બોલો." શકુનિને સાંભળવામાં રસ ઉડી જતો લાગ્યો.

"પછી અર્જુને શું માગ્યું તે સાંભળવા જેવું છે. દુઃશાસને કહ્યું.

"અર્જુને શસ્ત્રાસ્ત્ર વિનાના એકલા શ્રીકૃષ્ણને જ માગ્યા." દુર્યોધન બોલ્યો.

"એકલા શ્રીકૃષ્ણને ?" શકુનિને નવાઇ લાગી.

"હા, એકલા શ્રીકૃષ્ણને. એ ચોખવટ થઇ ગઇ છે. આ લડાઇમાં શ્રીકૃષ્ણ પોતે લડે જ નહિ એટલું જ નહિ, પણ શસ્ત્રને હાથમાં પણ ન ઝાલે." દુર્યોધન બોલ્યો.

"અને તેં શું માગ્યું ?"

"પછી મારે તો માગવાનું રહ્યું જ નહિ. મારે ભાગે તો આખી યાદવસેના આવી." દુર્યોધન આનંદમાં આવીને બોલ્યો.

"અર્જુનને પહેલાં માગવાનું મળ્યું તોયે એકલા શ્રીકૃષ્ણને માગ્યા ? વળી શ્રીકૃષ્ણ લડાઇમાં શસ્ત્ર ન લે, અને છતાં અર્જુને તેને માગ્યા ? અને લડાઇમાં ઝૂઝે એવી સેના તને આપી દીધી ?" શકુનિનું સમાધાન ન થવાથી એણે પ્રશ્નપરંપરા ઉઠાવી.

"મામા, એમાં વિચાર શા કરો છો?" દુર્યોધન બોલ્યો.

"એ બધી હકીકતની મનમાં ઘડ વળતી નથી. અર્જુન વનવાસથી શું એવો મૂઢ બની ગયો છે કે એક નાનું છોકરૂં સમજે એવી વાત પણ એ ન સમજે, અને તને આખી સેના આપી દે?" શકુનિ બોલ્યો.

"મામા, આ વખતે તો અર્જુન ભીંત ભૂલ્યો છે એમ જરૂર માનજો. મને તો લાગે છે કે આ લડાઇમાં પાંડવો જરૂર હારવાના છે." દુર્યોધનની વાણીમાં ભારે નિશ્ચય દેખાયો.

"શકુનિ મામા કહે છે તેમ મને પણ આ સમજાતું તો નથી. પણ શ્રીકૃષ્ણને કદાચ પોતાનો રથ હાંકવા માટે અર્જુને લીધા હોય." કર્ણે ઉકેલ કાઢવા માંડ્યો.

"ધારો કે પોતાના રથ માટે લીધા. પણ જે કામ એક મામૂલી માણસ કરી શકે તેને માટે આખી યાદવ-સેનાને જતી કરવી એ જ બુદ્ધિનું દેવાળું નથી? હું તો એમ જ કહું છું કે પાંડવોએ આજે બુદ્ધિનું દેવાળું કાઢ્યું છે, અને એ જ આપણા માટે સારા શુકન છે." દુર્યોધન બોલ્યો.

"શુકન તો જેવા હોય તેવા ખરા. પણ આ આખી વાત બરાબર મારી સમજણમાં ઉતરતી નથી. ઠીક, હવે આપણે તૈયારી કરો." શકુનિ બોલ્યો.

"પાંડવો તો ઉપપ્લવ્ય પાસે પડ્યા છે. તેમની પાસે સાત અક્ષૌહિણી સૈન્ય એકઠું થયું છે, અને આપણી પાસે અઢાર અક્ષૌહિણી છે. એટલે હું તો પાંડવોને હારમાં જ દેખું છું." દુર્યોધન બોલ્યો.

"તો હવે વાર શી છે?"

"વાર એક જ. આજ સવારે સમાચાર આવ્યા છે કે શ્રીકૃષ્ણ પોતે હસ્તિનાપુરમાં આવે છે." દુર્યોધને કહ્યું.

"એમ? બિચારા અર્જુને સલાહ કરી આપવા માટે શ્રીકૃષ્ણને પસંદ કર્યા હશે." કર્ણ બોલ્યો.

"કૃષ્ણ અહીં આવે છે?" શકુનિએ પૂછ્યું.

"મામા, એમાં વળી ગભરાઓ છો શા માટે?" દુર્યોધનને શકુનિની શંકા અસ્થાને લાગવાથી તે બોલ્યો.

"કારણ નથી છતાં ગભરાઉં છું. કોણ જાણે શાથી, મને બીક લાગે છે કે શ્રીકૃષ્ણ દુર્યોધનને છેતરશે." શકુનિ બોલ્યો.

"મામા, મને? આશાયે ન રાખો."

"તને છેતરશે, તારા બાપને સમજાવશે, ડરાવશે, ભીષ્મ દ્રોણને ઉંઘાંચત્તાં સમજાવશે અને બધાને એકઠા કરીને તને શરમાવશે." શકુનિ બોલ્યો.

"મામા, જરાયે ચિંતા ન કરો. બાપાને છેતરાવું હોય તો ખુશીથી છેતરાય; ભીષ્મ દ્રોણને ન લડવું હોય

તો ખુશીથી ન લડે; જેને જવું હોય તે જાય. હું એકલો લડીશ; મારો કર્ણ લડશે હવે કોઇના ભાર નથી કે મને આ યુદ્ધના રણમેદાનેથી ફેરવી શકે. ” દુર્યોધન બોલ્યો.

“ એ તું ગમે તેમ કહે. મને ભય છે તે હું તો કહું છું. એ કાળિયો આવતો હશે તે નાહક નહિ આવતો હોય. એના ખીસામાં કેટલીયે વાતો ભરી હશે.” શકુનિ બોલ્યો.

“ મામા, તમે અમસ્તા આવા વિચારો કર્યા કરો છો હવે શ્રીકૃષ્ણની કે તમારી કોઈની યુક્તિ પ્રયુક્તિનો વખત નથી હવે તો સીધો યુદ્ધનો પ્રસંગ છે, ને એમાં શ્રીકૃષ્ણનું પણ કશું ચાલવાનું નથી. ” દુર્યોધન બોલ્યો.

“ તું ચેતીને ચાલજે. એ કૃષ્ણની જાળમાં ફસાયો તો મરી ગયો જાણજે ! ” શકુનિ બોલ્યો.

“ મોટાભાઇ, મને તો એક સીધો હિસાબ સૂઝે છે. એ કાળિયો જે જે કહે તે બધાની તમારે ના જ પાડ્યા કરવી એટલે પત્યું. ” દુ:શાસન બોલ્યો.

“ પોતે એકલો પાંડવોની સાથે રહે છે ને તને આખી સેના આપી દે છે, તેમાંયે મને તો દગો લાગે છે. ખુદ લડાઈ વખતે એ યાદવસેના પાંડવો તરફ ચાલી નહિ જાય ? ” શકુનિ બોલ્યો.

“ મામા, એટલું બધું કોઇ ન કરે ને શ્રીકૃષ્ણ કરે ? ” દુર્યોધને પૂછ્યું.

"મને એનો તો જરાયે ભરોંસો નહિ. પાંડવો ગમે તેવા નીચ છે પણ આવું ન કરે એ હું માનું. કૃષ્ણને માટે તો કશું ન માનું." શકુનિ બોલ્યો.

"મામા, એવું ન હોય હવે હું જતઉં. કાલે શ્રીકૃષ્ણ આવે છે તે પહેલાં મારે બાપા વગેરેને મળવું છે તે મળી લઉં." દુર્યોધન બોલ્યો.

"ભલે. કાલે સભામાં આપણે આવવાના નથી. મારૂં ત્યાં કામ જ નથી." શકુનિ બોલ્યો.

"પણ મામા, તમારી સલાહ તો ભાઇને જોશે ને?"

"સલાહ તો એ જ છે. કોઇ રીતે પાંડવોની સાથે સંધિ ન કરવી. સંધિ કરવાની હા પાડી કે જરાયે ઇચ્છા દેખાડી કે મરી ગયા સમજજો. લડાઇ વિના બીજી વાત ન કરતા. તમારે સૌને જો જીવતા રહેવું હોય તો આ લડાઈમાં પાંડવોને મારી નાખો અને સુખેથી રાજ્ય ભોગવો. પાંડવોને મારવાના બધા દાવ મેં નાખી જોયા છે અને આ છેલ્લો દાવ છે." શકુનિ બોલ્યો.

"એમ તો મહારાજ સક્કમ છે. ચાલો આપણે રજા લઇએ." કર્ણ બોલ્યો.

ચંડાળ ચોકડી વિખેરાઈ.



# વિષ્ટિ વેળા

"દુર્યોધન, હું સાચું કહું છું. તું આટલો મક્કમ-રહીશ એ તો મેં પણ જાણ્યું ન હતું." શકુનિ બોલ્યો.

"મામા, શી વાત કરું ? હું તો આજ સુધી એમ જ ધારતો હતો કે હુશિયારી તો મામાની જ. પણ મામા, શ્રીકૃષ્ણની હુશિયારી તો તમારાથીયે ચડી જાય. એની બોલચાલ, હાવભાવ, બધું ભલભલાને ભૂલમાં નાખી દે." દુર્યોધન બોલ્યો.

"પણ મોટાભાઈ, તમે પહેલેથી તો વાત કરો."

“ હા, હવે અથથી ઇતિ સુધી બધું જ અમને જણાવો. ” કર્ણ બોલ્યો.

“ શ્રીકૃષ્ણ પાંડવોની વિષ્ટિ લઇને આવ્યા હતા એનો દેખાવ જ એવો દમામવાળો હતો કે કાચોપોચો તો માર્યો જ જાય. ઉંચા કાનવાળા ચાર મોટા ઘોડા, મેઘના જેવો નાદ કરતો ગંભીર રથ, ચાલાક એવો સારથિ અને અંદર પોતે. ગળામાં મનોહર માળા, વિશાળ એની આંખો, ભવ્ય કપાળ. એના રથની આસપાસ કેટલાયે લોકો એની વાણી સાંભળવા તલપાપડ થતા ચાલ્યા આવે. એનો આવો ભારે ભભકો જોઇને જ પિતામહ અને દ્રોણ તો એના પગમાં પડ્યા. ” દુર્યોધન બોલ્યો.

“ ભીષ્મ ને દ્રોણ તો પડે જ, પણ તું અને કર્ણ પણ પડો. ” શકુનિએ કહ્યું.

“ હા, મને તો શ્રીકૃષ્ણને જોઇને ઘડીભર થયું હતું કે આ યુદ્ધમાં આપણો વિનાશ છે. ” કર્ણ બોલ્યો.

“ તું તો કૃષ્ણને લેવા સામો ગયો ન હતો કે ? ”

“ ના રે ના. ઉલટા શ્રીકૃષ્ણ જ મને મળવા મારે મહેલે આવ્યા હતા. ” દુર્યોધન બોલ્યો.

“ તને એણે શું કહ્યું ? ”

“ મને કહેનારાઓ તો એણે કેટલાયે ઉભા કરી દીધા. મને તો ભીષ્મે કહ્યું, દ્રોણે કહ્યું, કૃપાચાર્યે કહ્યું,

વિદુરે કહ્યું, બાપાએ પોતે કહ્યું, મારી માતાએ કહ્યું અને છેવટે શ્રીકૃષ્ણે પોતે કહ્યું." દુર્યોધન બોલ્યો.

"આટલા બધાની સામે તું ટક્કર લઈ શકયો એ જ મારે મન તો હર્ષની વાત છે." શકુનિ બોલ્યો.

"મામા, જેમ જેમ વિચાર કરતો જાઉં છું તેમ તેમ મને આપણો વિચાર સાચો લાગે છે. પાંડવો આપણને બ્હીવરાવીને પોતાનો અર્ધ ભાગ મળી જાય તો લેવા માગે છે. બાકી તો તેમને યુદ્ધ કરવું પાલવે તેમ નથી." દુર્યોધન બોલ્યો.

"હું તો કહું છું જ. આવા આવા દૂતો મોકલવા અને પંચાતો કરાવવી એ શું લડવાનાં લક્ષણ કહેવાય?" શકુનિ બોલ્યો.

"અર્ધ રાજ્ય આપો, પા રાજ્ય આપો, પચાસ ગામ આપો, પચીશ ગામ આપો, દસ ગામ આપો, પાંચ ગામ આપો, એક ગામ આપો; આવી આવી વાતો કરે છે! અને છતાંયે ભીષ્મ ને દ્રોણ તો મને કહ્યા જ કરે કે દુર્યોધન, તું નહિ સમજ તો સૌનો કાળ આવ્યો છે!" દુર્યોધન બોલ્યો.

"એ લોકો ઘરડા થયા છે એટલે મોત દેખે છે, અને પોતાનું મોત બીજાને ઓઢાડીને જીવવાની આશાને વળગી રહે છે. કાળ તો ખરો એમનો આવ્યો છે!" શકુનિ બોલ્યો.

"પછી તમે શો જવાબ આપ્યો?" દુઃશાસને હકીકત જાણવાની આતુરતાથી પૂછ્યું.

"મેં તો પહેલાં શ્રીકૃષ્ણને ઉધડા જ લીધા કે તમે વિદુરને ત્યાં જમ્યા અને મારે ત્યાં કેમ ન જમ્યા? તમે તટસ્થ છો છતાં આવો પક્ષપાત કેમ કર્યો?" દુર્યોધન બોલ્યો.

"કૃષ્ણ તારે ત્યાં ન જમ્યા તેથી તને ભારે ઓછું આવ્યું હશે, કેમ?" શકુનિએ મજાક કરી.

"એવું તેવું તો કશુંયે નહિ. પણ તેની સાથે ટપાટપી કરવાનું એક એ બહાનું મળ્યું." દુર્યોધન બોલ્યો.

"પણ મુદ્દાની વાત?"

"શ્રીકૃષ્ણે મને ઘણો સમજાવ્યો, ધમકાવ્યો, ભીમ અર્જુનને મારી સામે ધર્યા, દ્રૌપદીને સામે ધરી, ધર્મ-અધર્મની પુષ્કળ વાતો કરી, મારી થોડીએક સ્તુતિ પણ કરી, સંપનું ફળ કહી સંભળાવ્યું, અને પાંડવો તરફથી છેવટે પાંચ ગામની માગણી કરી." દુર્યોધન બોલ્યો.

"તમે શો જવાબ વાળ્યો?"

"મેં તો સંભળાવી દીધું કે સોયની અણી ઉભી રહે તેટલી જમીન પણ હું પાંડવોને આપવાનો નથી." દુર્યોધન બોલ્યો.

"બહુ ચોખ્ખો જવાબ!" કર્ણ બોલ્યો.

"સીધો ને સટ. હવે તો જે લેવું હોય તે કુરુક્ષેત્રના મેદાનમાં લ્યો. કાં તો દુર્યોધન પૃથ્વીનો સમ્રાટ અને કાં તો યુધિષ્ઠિર. કાં તો ભાનુમતી પૃથ્વીની પટરાણી અને કાં તો દ્રુપદની પુત્રી. આ બેની વચ્ચે કોઇ મધ્ય માર્ગ નથી જ." દુર્યોધન બોલ્યો.

"પછી કૃષ્ણ શું બોલ્યા?"

"શું બોલે? શ્રીકૃષ્ણના હાજી હા ભણવાવાળા ત્યાં ઘણા! તેમણે તો મહારાજને એમ પણ કહ્યું કે દુર્યોધનને બાંધીને પાંડવોને સોંપી દ્યો એટલે કુરુકુળનો નાશ થતો અટકે. ગાંધારી માતાને પણ એમ સૂઝયું હતું!" દુર્યોધન બોલ્યો.

"પછી તને બાંધ્યો?"

"દુર્યોધનને બાંધવો સહેલો નથી. દુર્યોધનની પાછળ આજે અગિયાર અક્ષૌહિણીનું બળ છે. એ દિવસો તો વહી ગયા!" દુર્યોધન બોલ્યો.

"ભાઈ તો સભામાંથી ગુસ્સે થઇને ચાલ્યા ગયા હતા!"

"ચાલ્યો ન જાઉં? એવું અપમાન ક્યાં સુધી સહન થાય? મેં તો આપણી મસલત પ્રમાણે શ્રીકૃષ્ણને પોતાને જ કેદી કરી લીધા હોત!" દુર્યોધન બોલ્યો.

"હા, એનું શું થયું ? તેં કૃષ્ણને કેમ કેદ ન કર્યા ?"

"મોટાભાઈને દયા આવી ગઈ !"

"તૈયારી તો બધી એને પકડવાની રાખી હતી; પણ એ કાળિયાને ખબર પડી ગઇ એટલે...."

"ખબર પડી ગઇ તોયે શું ?" દુઃશાસન બોલ્યો.

"પછી તો એણે જાદુ કરવા માંડ્યું. એણે બધાની આંખમાં ભૂરકી નાખી એટલે ત્યાં મોટું રાક્ષસી શરીર સૌને દેખાવા લાગ્યું. તેનું મોઢું આકાશમાં પહોંચી ગયું અને પેટ પાસે તો કેટલાયે લોકો સમાઇ જતા લાગ્યા. સભામાં જે ઋષિમુનિઓ આવ્યા હતા તે બધા આ જોઇને બ્હી ગયા અને સ્તુતિ કરવા મંડી પડ્યા !" દુર્યોધન બોલ્યો.

"તું બ્હી ગયો હતો ?"

"ના રે ના, મને તો એવું કશું દેખાતું ન હતું. મને તો મારા જેવા બે હાથ ને બે પગવાળા શ્રીકૃષ્ણ જ દેખાયા. પણ આ એનાં ભગતડાંઓ લઈ ચાલ્યાં; એમાં ભીષ્મ દ્રોણ તો પહેલા જ હોય ! બાપા બિચારા કશું દેખે નહિ એટલે એમને તો વિદુર કાકા કહે તે સાચું." દુર્યોધન બોલ્યો.

"ત્યારે તો કૃષ્ણે ભારે કરી !"

"અરે ભારે તે કેવી? વિષ્ટિની વાત કોરે રહી અને સભા તો શ્રીકૃષ્ણનું મંદિર થઈ પડી! પણ હું એવો પક્કો કે એકનો બે ન થયો." દુર્યોધન બોલ્યો.

"હવે મારો ભાણેજ ખરો!" શકુનિએ દુર્યોધનની પીઠ થાબડી. "હવે યુદ્ધ થશે એ ચોક્કસ. દુર્યોધન! આજ સુધી તું પારકાની બુદ્ધિએ ચાલતો તે આજે તારી પોતાની બુદ્ધિએ ચાલતો થયો, એ જ તારા ઉત્કર્ષનું ચિહ્ન છે."

"તો મામા, હવે તૈયાર થાઓ. કર્ણ! તૈયારી કરો."

"મને આપ તૈયાર જ સમજો."

"વળી આ કર્ણને પણ ફોસલાવવા લઈ ગયા હતા, મામા?"

"કર્ણ ફોસલાય તેમ નથી. એ બડો પક્કો છે."

"મામા, સભામાં મેં જાહેર કર્યું છે કે ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અગિયાર અક્ષૌહિણી સેના, જેને જેને ખસી જવું હોય તે ખુશીથી ખસી જાઓ. હું, મામા શકુનિ, કર્ણ અને દુઃશાસન આ ચાર જણા યુદ્ધ કરશું; અને જીતશું તો રાજ્ય ભોગવશું, નહિતર ક્ષત્રિયોની માફક સ્વર્ગે જશું." દુર્યોધન બોલ્યો.

“ કર્ણ આપને આધીન છે. મેં આપને જણાવ્યું છે કે આપણા સૌના હિતને માટે ભીષ્મ જ્યાં સુધી સેનાને મોખરે લડશે ત્યાં સુધી હું પાછળ રહીશ; અને પછીથી તો હું છું જ. મહારાજ! આ કર્ણે પોતાની આખી જાત આપને વેચી છે એમ સમજજો.” કર્ણે જણાવી દીધું.

“ દુર્યોધન! કર્ણ કહે છે તે બરાબર છે. તું જઇને ભીષ્મને જણાવી દે કે સેનાપતિ તો ભીષ્મ જ થશે. અને ભીષ્મ હા પણ પાડશે જ. આપણે ભીષ્મનું કામ છે. એ ભીષ્મને હાથે જ આ પાંડવોનું કાસળ કઢાવવું છે. એ બુઢિયો આપણને ખૂબ કામ લાગશે. એ છે એટલે પાંડવોના ભાર નથી કે આપણને કાંઇ કરી શકે. પણ તારે ભીષ્મને સાચવવા.” શકુનિ બોલ્યો.

“ એ તો મોટાભાઇને બહુ આવડે છે. ભાઇને જે રીસાતાં આવડે છે તેથી હું તો ચકિત જ થઇ જાઉં છું! જુઓને, સભામાંથીયે રીસાઇને ચાલ્યા ગયા ત્યારે સૌના જીવ પેટમાં આવી ગયા, અને બધા ઉલટા સામા બોલાવવા ગયા. બીજા તો સામાનાં વખાણ કરીને તેમને વશ રાખે પણ ભાઇ તો ભીષ્મ જેવા સાથે પણ રીસાઇને, તેમને કડવાં વેણ કહીને તેમને વશ રાખે છે. એટલે એમાં ભાઇને કહેવા જેવું નથી.” દુઃશાસન બોલ્યો.

“ તો તુંયે એ વિદ્યા થોડીક ભાઇ પાસેથી શીખી લે.”

"એ એનું ગજું નહિ!" દુર્યોધન બોલ્યો.

"તો હવે આપણે છૂટા પડીએ."

"ભલે, કાલે સવારે આપણે રણમેદાન પર જવાનું"

"પણ સેનાપતિ તો ભીષ્મ જ, હો!"

"હા હા, ભીષ્મ જ. કર્ણ બે દિવસ મોડો, એટલું જ ના?"

"હા, એટલું જ."

ચંડાળ ચોકડી છૂટી પડી.



## સેનાપતિ પિતામહ પાસે

મહાભારતનું યુદ્ધ મંડાયાં આજે પૂરા આઠ દિવસ થયા છે. એક બાજુથી ભીષ્મ અને બીજી બાજુથી ધૃષ્ટદ્યુમ્ન સામસામી સેનાઓનો સંહાર કરી રહ્યા છે. તેમાંયે આજે તો ભીમ અને અર્જુને કૌરવસેનાનો દાટ વાળ્યો. જુવાન અર્જુન પ્રલયકાળના અગ્નિની પેઠે ચારે

કોર ઘૂમતો હતો અને ઘરડા ભીષ્મને તેમના ઘડપણનું ભાન કરાવતો હતો. ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય વગેરેએ ઘણી મહેનત કરી છતાંયે આજે તો કૌરવસેનામાં ભંગાણ પડ્યું, અને આ નાસભાગ કરતા કુરુસૈન્ય પર સૂર્યનો અસ્ત થયો.

મહારાજ દુર્યોધન આજે ખૂબ અસ્વસ્થ હતા. યુદ્ધ આટલું લંબાશે એવી તેની ગણતરી ન હતી. રાતના તંબુમાં જઇને તે પલંગ પર પડ્યો પણ તેને ઊંઘ ન આવી. મોડી રાતે તે ઉઠ્યો અને સીધો ભીષ્મના તંબુમાં ગયો.

"દુર્યોધન, આટલી મોડી રાતે કેમ?" ભીષ્મે પૂછ્યું.

"પિતામહ, ન આવું તો ક્યાં જાઉં? શું કરું?" દુર્યોધને કહ્યું.

"આવવાનું કાંઈ ખાસ કારણ છે?"

"પિતામહ, પિતામહ!" દુર્યોધન આગળ આવીને ભીષ્મને ચરણે બેઠો.

"રાજન્, રાજન્!" ભીષ્મે દુર્યોધનના માથા પર હાથ મૂક્યો.

"ભીષ્મ પિતામહ, હું આપનો 'બેટા દુર્યોધન' મટીને આજે 'રાજન્' થયો! હવે તો હદ થાય છે." દુર્યોધન બોલ્યો.

"ભાઇ, તું શા માટે આવ્યો છે તે તો કહે?" ભીષ્મે પૂછ્યું.

"તમારાથી ક્યાં અજાણ્યું છે? પિતામહ, મને જો પહેલેથી જ આવી ખબર હોત તો હું આ યુદ્ધ માંડત જ નહિ, અને પાંડવોને હસ્તિનાપુરનું રાજ્ય સોંપી વનમાં ચાલ્યો જાત." દુર્યોધન બોલ્યો.

"પણ તું વાત તો કર."

"વાત શી કરવી છે? પિતામહ, સાચેસાચું કહી દઉં? જોજો, સાહું ન લગાડતા. તમે પાંડવોની સામે મન મૂકીને લડતા નથી" દુર્યોધને દિલ ખોલ્યું.

"દુર્યોધન, હું આ સાચું સાંભળું છું?"

"જે સાંભળો છો તે સાચું સાંભળો છો. તમને પાંડવો તરફ પક્ષપાત છે તેથી તો તમે તેમને મારતા નથી!" દુર્યોધન બોલ્યો.

"હું પાંડવોને મારતો નથી? પાંડવોને મારવા ત્રિલોકમાં કોઇ સમર્થ છે? અર્જુનના રથ પર કોણ બેઠું છે તેનો તને ખ્યાલ છે?" ભીષ્મે દુર્યોધનને સમજાવવા માંડ્યું.

"મને એનો બરાબર ખ્યાલ છે. એ શ્રીકૃષ્ણે તો લડાઇમાં શસ્ત્ર ન ઝાલવાની પ્રતિજ્ઞા મારી સમક્ષ લીધી હતી. તેની પ્રતિજ્ઞા તમે તોડાવી એ હું નથી જાણતો?" દુર્યોધન બોલ્યો.

"બેટા દુર્યોધન, તું ભૂલ કરે છે."

"ભૂલ તો યુદ્ધ માંડ્યું અને મારૂં જીવન તમારા

હાથમાં મૂક્યું ત્યારથી જ થઈ ગણાય." દુર્યોધને પાસા ફેંકવા માંડ્યા. "પાંડવો તરફના પક્ષપાતને લીધે તમે યુદ્ધમાં આપણા યોદ્ધાઓને નિરાંતે મરાવા દેશો એવું મેં માન્યું ન હતું."

"પાંડવોના પક્ષપાતને લીધે હું આવું કરૂં એમ તને લાગે છે?" ભીષ્મે કહ્યું.

"પહેલાં ન લાગતું. મારા મિત્રો મને એ જ કહેતા ત્યારે હું તેમનું કહ્યું ન માનતો. પણ આજે તો મેં નજરોનજર જોયું છે એટલે હવે માન્યા વિના છૂટકો નથી." દુર્યોધન બોલ્યો.

"દુર્યોધન, દુર્યોધન! તારાં વેણ મારા હૃદયને વીંધે છે." ભીષ્મ અકળાઇને બોલ્યા.

"એ માટે હું ખરેખર દિલગીર છું. પણ જે ખરી હકીકત છે તે હું તો મૂકું છું." દુર્યોધન બોલ્યો.

"તારી હકીકત જૂઠી પડે તો?" ભીષ્મે કહ્યું.

"જૂઠી પડે એમ હું માની શકતો નથી. છતાં હવે પછી જૂઠી પડે તો તો મારા જેટલો હર્ષ કોઇને નહિ થાય" દુર્યોધન બોલ્યો.

"જૂઠી છે જ, અને વધારે જૂઠી પડશે."

"છે તો સાચી જ; જૂઠી પડશે તે દિવસે જૂઠી પડી માનીશ."

"પાંડવો તરફના મારા પક્ષપાતને લઇને હું બરાબર લડતો નથી એ આક્ષેપ સાચો છે?" ભીષ્મ ક્રોધે ભરાયા.

"સાચો, સાચો ને સાચો છે. ભીષ્મે ધાર્યું હોત તો લડાઇ પહેલે જ દિવસે પૂરી થઇ હોત, અને આજે તો મને સમ્રાટ થયાં સાત દિવસ વહી ગયા હોત. પણ મારા લોકો જ મારા નહિ ત્યાં શું થાય?" દુર્યોધન બોલ્યો.

"દુર્યોધન, તું મને ભારે અન્યાય કરે છે!" ભીષ્મની આંતર વેદના ભારે હતી.

"પિતામહ, અન્યાય તો તમને થાય છે કે મને? યુદ્ધમાં હારશું તો પણ તમે કાંઈ પિતામહ મટવાના નથી. આજે દુર્યોધનના પિતામહ છો, કાલે ભીમના પિતામહ થવાના એટલું જ. પણ મારે તો આ જીંદગીનું સાટું છે." દુર્યોધન બોલ્યો.

"દુર્યોધન, એમ ન બોલ. ભીષ્મને પણ આ યુદ્ધ તો જીંદગીનું સાટું છે." ભીષ્મ ઉકળી ઉઠ્યા.

"જીંદગીનું સાટું હોય તો તો રંગ જુદો હોય."

"જુદો રંગ?"

"હા, જુદો રંગ. જીંદગીનું સાટું હોત તો તો આ પાંડવો ક્યારના ધૂળ ચાટતા થયા હોત. તમે એક જ દિવસ મારો કર્યો ત્યાં શ્રીકૃષ્ણ સુદ્ધાંત કેવા હાથ જીભ

કાઢી ગયા ? પણ તમારે પાંડવોને વિજય અપાવવો છે તે અપાવો. ” દુર્યોધન બોલ્યો.

“ દુર્યોધન, તારી આંખે એવાં ચશ્માં છે કે હું તારા માટે ગમે તેટલું કરૂં તો પણ તને તો ઓછું જ લાગ્યા કરે. ” ભીષ્મને નિર્વેદ ઉપજતો લાગ્યો.

“ લાગે જ. ઓછું નહિ લાગે જ્યારે અર્જુન રણ-મેદાનમાં તમારે હાથે પડશે, અને પાંડવો બધા નિરાશ થઇને પાછા ફરશે ” દુર્યોધન બોલ્યો.

“ દુર્યોધન, તારી બુદ્ધિ ફરી ગઇ છે. અર્જુનને હરાવવો એ ખુદ ઇંદ્રને માટે પણ ભારે પડે તેવું છે તે તું જાણતો નથી. એનો રથ શ્રીકૃષ્ણ હાંકે છે ત્યાં સુધી ત્રિલોકમાંયે તેનો વાંકો વાળ કરનાર કોઇ નથી.” ભીષ્મ બોલ્યા.

“ એ બધું તમે ખોટું જ કહો છો. હા, અર્જુને યુદ્ધના આરંભમાં જ તમને અને દ્રોણને પગમાં બાણો નાખીને પ્રણામ કર્યા એટલે તમે એને આશીર્વાદ આપ્યા હોય ને ન મારો એ હું સમજું છું. ” દુર્યોધન બોલ્યો.

“ ક્ષત્રિયને એવા આશીર્વાદ હોય ? ”

“ તો તમે પ્રપંચ મૂકી દો અને પાંડવોને હણો.”

“ દુર્યોધન, તારા આ શબ્દોની પાછળ કોઈ બીજું બોલે છે. કાં તો તારા સલાહકારે તને ભરમાવ્યો છે,

અથવા તો કાળ તારી પાસે આ બધું બોલાવે છે." ભીષ્મે કહ્યું.

"જે બોલે છે તે તો ખુદ દુર્યોધન જ બોલે છે. બીજાની સલાહ હું સ્વીકારૂં છું તે પણ મને ગમતી હોય છે માટે જ સ્વીકારૂં છું. માટે હું જે કંઇ બોલું કે કરૂં તેનું જોખમ તો મારૂં પોતાનું જ છે. મારૂં કહેવું ખોટું પડશે ત્યારે તે પણ હું કબૂલ કરીશ."

"દુર્યોધન! તારાં વેણોએ મને ખૂબ વીંધી નાખ્યો છે. જુવાનીમાં આવાં કેટલાંયે વેણ મેં સાંખ્યાં છે અને મને જે યોગ્ય લાગ્યું તે કર્યું છે. પણ આજે હવે આવાં વેણ સહન કરવાની શક્તિ ઓછી થઈ છે, એટલે મને ખૂબ લાગી આવે છે; મને એમ થઇ જાય છે કે દુર્યોધનનો અણવિશ્વાસ કેમ ટાળું ?" ભીષ્મ બોલ્યા

"એક જ ઉપાય. પાંડવસેનાને ભીષ્મ રણમાં રોળે એટલે તરત જ અણવિશ્વાસ દૂર થાય. તમારા હાથમાં જ એ વાત છે" દુર્યોધન બોલ્યો

"તો જા ત્યારે, આવતી કાલે પાંડવસેનાનો હું કચ્ચરઘાણ કાઢી નાખીશ." ભીષ્મે પ્રતિજ્ઞા કરી.

"પિતામહ, જે નથી બનવાનું તેની પ્રતિજ્ઞા શા માટે કરો છો ?"

"નથી બનવાનું ? કાલે તો બનશે જ; અવશ્ય બનશે."

" અત્યારે બોલો છો પણ કાલ સવારે જ્યાં અર્જુન યુધિષ્ઠિરને સંગ્રામમાં દેખશો, ત્યાં સ્નેહ અને દયા આવશે એટલે હાથ ઢીલો થવા માંડશે." દુર્યોધને કહ્યું.

" દુર્યોધન ! તને કહું છું એટલે કાલે હાથ ઢીલો નહિ થાય. મને આજે કાંઇ સૂઝતું નથી. કદાચ મારૂં જ મૃત્યુ નજીક આવ્યું હોય. પણ કાલે તો તારો અણ-વિશ્વાસ ઉડી જાય એવું કરીશ."

" પિતામહ, જોજો હો !"

" જોયું જોવાનું હતું તે. આવતી કાલનો ભીષ્મ બીજા પ્રકારનો હશે." ભીષ્મ બોલ્યા.

" તો કાલ રાતે દુર્યોધન બીજા પ્રકારનાં વચનો બોલતો હશે પિતામહ ! રજા લઉં છું."

" જા, સુખેથી જા. તારી આ તીક્ષ્ણ વાણીથી હું આજે ઘાયલ થયો છું. કાલે તો મેં કહ્યું કે તે પ્રમાણે હું પાંડવોને તોબા પોકરાવવાનો જ. પણ દુર્યોધન, આજે તારાં વચનો સાંભળીને મારાં ગાત્રો ઢીલાં થયાં છે, અને મારો યુદ્ધનો રસ સૂકાઇ ગયો છે" ભીષ્મે કહ્યું.

" પિતામહ, યુદ્ધનો રસ તો મારો પહેલાં સૂકાય, ને પછી તમારો સૂકાય. આપ તો કુરુરાજ્યને વર્યા છો; તેના પર મારા જેવા કેટલાયે જાય ને કેટલાયે આવે. પણ આપથી ઓછું જ ખસાય તેમ છે ?"

અથવા તો કાળ તારી પાસે આ બધું બોલાવે છે." ભીષ્મે કહ્યું.

"જે બોલે છે તે તો ખુદ દુર્યોધન જ બોલે છે. બીજાની સલાહ હું સ્વીકારૂં છું તે પણ મને ગમતી હોય છે માટે જ સ્વીકારૂં છું. માટે હું જે કંઇ બોલું કે કરૂં તેનું જોખમ તો મારૂં પોતાનું જ છે. મારૂં કહેવું ખોટું પડશે ત્યારે તે પણ હું કબૂલ કરીશ."

"દુર્યોધન! તારાં વેણોએ મને ખૂબ વીંધી નાખ્યો છે. જુવાનીમાં આવાં કેટલાંયે વેણ મેં સાંખ્યાં છે અને મને જે યોગ્ય લાગ્યું તે કર્યું છે. પણ આજે હવે આવાં વેણ સહન કરવાની શક્તિ ઓછી થઈ છે, એટલે મને ખૂબ લાગી આવે છે; મને એમ થઇ જાય છે કે દુર્યોધનનો અણવિશ્વાસ કેમ ટાળું?" ભીષ્મ બોલ્યા.

"એક જ ઉપાય. પાંડવસેનાને ભીષ્મ રણમાં રોળે એટલે તરત જ અણવિશ્વાસ દૂર થાય. તમારા હાથમાં જ એ વાત છે." દુર્યોધન બોલ્યો

"તો જા ત્યારે, આવતી કાલે પાંડવસેનાનો હું કચ્ચરઘાણ કાઢી નાખીશ." ભીષ્મે પ્રતિજ્ઞા કરી.

"પિતામહ, જે નથી બનવાનું તેની પ્રતિજ્ઞા શા-માટે કરો છો?"

"નથી બનવાનું? કાલે તો બનશે જ; અવશ્ય બનશે."

“ અત્યારે બોલો છો પણ કાલ સવારે જ્યાં અર્જુન યુધિષ્ઠિરને સંગ્રામમાં દેખશો, ત્યાં સ્નેહ અને દયા આવશે એટલે હાથ ઢીલો થવા માંડશે. ” દુર્યોધને કહ્યું.

“ દુર્યોધન ! તને કહું છું એટલે કાલે હાથ ઢીલો નહિ થાય. મને આજે કાંઇ સૂઝતું નથી. કદાચ મારૂં જ મૃત્યુ નજીક આવ્યું હોય. પણ કાલે તો તારો અણ-વિશ્વાસ ઉડી જાય એવું કરીશ. ”

“ પિતામહ, જોજો હો ! ”

“ જોયું જોવાનું હતું તે. આવતી કાલનો ભીષ્મ બીજા પ્રકારનો હશે. ” ભીષ્મ બોલ્યા.

“ તો કાલ રાતે દુર્યોધન બીજા પ્રકારનાં વચનો બોલતો હશે પિતામહ ! રજા લઉં છું.”

“ જા, સુખેથી જા. તારી આ તીક્ષ્ણ વાણીથી હું આજે ઘાયલ થયો છું. કાલે તો મેં કહ્યું છે તે પ્રમાણે હું પાંડવોને તોબા પોકરાવવાનો જ. પણ દુર્યોધન, આજે તારાં વચનો સાંભળીને મારાં ગાત્રો ઢીલાં થયાં છે, અને મારો યુદ્ધનો રસ સૂકાઇ ગયો છે ” ભીષ્મે કહ્યું.

“ પિતામહ, યુદ્ધનો રસ તો મારો પહેલાં સૂકાય, ને પછી તમારો સૂકાય. આપ તો કુરુરાજ્યને વર્યા છો; તેના પર મારા જેવા કેટલાયે જાય ને કેટલાયે આવે. પણ આપથી ઓછું જ ખસાય તેમ છે ? ”

"આજ સુધી એમ હતું; આજે હવે એમ નથી. મને મારો અંતકાળ નજીક દેખાય છે. તારાં આ વચનોએ મને વીંધી નાખ્યો છે, અને હું હવે આ વેશમાં શા માટે પડ્યો રહ્યો છું તે જ મને તો સમજાતું નથી." ભીષ્મ બોલ્યા.

"પિતામહ, આપ તો આ કુરુવંશની સંસ્કૃતિના મોટા રક્ષક છો. આપને લીધે તો વંશ ટકી રહ્યો છે"

"હું પણ એમ માનતો. એટલે તો તાગ જેવડા નાના નાના છોકરાઓ મોટા થયા તો પણ હું ખસી ન ગયો. પણ આજે હવે એ મોહ ઓસરતો હોય એમ મને અંતરમાં લાગે છે. હું આ અઢાર અક્ષૌહિણી સેનાનો નાશ જોઇ રહ્યો છું." ભીષ્મ બોલ્યા.

"આપ કાલે બરાબર યુદ્ધ જમાવો તો હું પરમ દિવસે આપણો વિજય દેખું છું."

"કાલે તો હું જરૂર શત્રુઓનો દાટ વાળીશ. મેં વચન આપ્યું છે એટલે મિથ્યા નહિ કરૂં. પણ કાલ પછી પાછો પરમ દિવસ ઉગે છે; એ પરમ દિવસ કેવો આથમશે તે તું જાણે છે? દુર્યોધન, તેં ભૂંડું કર્યું!" ભીષ્મ બોલ્યા.

"પિતામહ, પરમ દિવસની વાત પરમ દિવસે. કાલનું પાકું રાખો ને!" દુર્યોધને શઠતા આદરી.

"દુષ્ટ! તને હજીયે એમ લાગે છે કે હું કાલે ફરી જઇશ? પાપી દુર્યોધન! સ્વાર્થી દુર્યોધન! જા, હું તારા પક્ષમાં રહ્યો એ જ મારી ભૂલ છે. એમાં જ આજે હું આ બધું સાંભળું છું. જા, હું તારી સાથે વધારે વાત નથી કરવાનો. કાલે ભીષ્મનું પરાક્રમ જોઇ લેજે, અને પરમ દિવસે........શું બોલું? જીભ પર શબ્દ જ ચડતો નથી." ભીષ્મના હોઠ ક્રોધથી ધ્રૂજતા હતા.

પણ દુર્યોધન તે પહેલાં ઉપડી ગયો હતો.



# ગદાયુદ્ધ

"આ જ એ તળાવ કે ?" યુધિષ્ઠિર બોલ્યા.

"હા, આ જ. આને જ લોકો દ્વૈતવન હ્રદ કહે છે." સહદેવ બોલ્યો.

"એ લોકોને શી રીતે ખબર પડી કે દુર્યોધન અહીં અંદર છે ?" યુધિષ્ઠિર બોલ્યા.

"એ પારધિ લોકો કહેતા હતા કે અમે તળાવને કાંઠે પોસ ધોતા હતા ત્યાં કાંઠે ઉભા ઉભા ત્રણ પુરુષો પાણીમાં કોઈની સાથે વાતો કરતા હતા, તે પરથી અમને જણાયું કે દુર્યોધન તળાવમાં ભરાયા છે." ભીમે કહ્યું.

"એ બરાબર છે. કાંઠે ઉભેલા ત્રણ જણમાં એક તો અશ્વત્થામા હોવો જોઈએ." અર્જુને કહ્યું.

"એક અશ્વત્થામા, બીજા કૃપાચાર્ય અને ત્રીજા કૃતવર્મા. એ ત્રણ જણ હજી જીવે છે, અને ચોથો દુર્યોધન." યુધિષ્ઠિર બોલ્યા.

"તો ચાલો આપણે દુર્યોધનને બહાર કાઢીએ." ભીમ બોલ્યો.

"દુર્યોધન, પાપી દુર્યોધન! તળાવમાં ભરાઈને શું બેઠો છે?" યુધિષ્ઠિરે હાકલ મારી. "આવડી મોટી સેનાનો સંહાર કરાવીને હવે આ ખાબોચિયામાં ભરાવું તને શોભતું નથી. આવ, બહાર આવ, કૌરવના નાથ! બહાર આવ. અમને હરાવીને પૃથ્વીનું રાજ્ય કર. કુરુવંશમાં કોઇ આમ ભરાઇ બેઠો સાંભળ્યો નથી."

"યુધિષ્ઠિર!" પાણીની અંદરથી ધીર ગંભીર અવાજ આવ્યો. "યુધિષ્ઠિર! તારી સહજ ધીરજ આજે શા માટે ગુમાવે છે? દરેક માણસને એક દિવસ ભસવાનો વારો આવે છે. એક દિવસ હું ભસી શકતો હતો તેમ આજે તારો ભસવાનો દિવસ છે, તો તું ફાવે તેટલું ભસી લે."

"એ આંધળાના છોકરા! ભસે છે તો તું કે યુધિષ્ઠિર?" ભીમે ત્રાડ મારી. "બકવાદ છોડીને લડાઈમાં આવી જા ને!"

"ભીમસેન, હું રાજપુત્ર જંગલનાં જનાવરો સાથે વાત કરતાં અચકાઉં છું." દુર્યોધને મ્હેણું માર્યું.

"જંગલી જનાવર તો આંધળો કૌરવરાજ. ખરો બાપનો બેટો હો તો બહાર આવી જા ને!" ભીમે કહ્યું.

"દુર્યોધન, ભીમ બરાબર કહે છે. આ યુદ્ધ આખું ઉભું કરનાર તું છે. કર્ણ, શકુનિ ને દુઃશાસન, એ બધાય પૃથ્વી પર લેટી ગયા છે એટલે હવે તારાથી સંતાઇ રહેવાય નહિ. તું બહાર આવ, અને રણમેદાનમાં અમને હરાવીને આખી પૃથ્વીને સુખેથી ભોગવ." યુધિષ્ઠિરે જવાબ દીધો.

"યુધિષ્ઠિર, યુધિષ્ઠિર! પાંડવોમાં તું એકલો ધર્મી છે એમ હું માનું છું."

"આજે યુધિષ્ઠિર ધર્મી થઇ ગયા, કેમ? જુગાર રમતી વખતે યુધિષ્ઠિર ધર્મી ન હતા?" ભીમ બોલ્યો.

"તું એને બોલવા તો દે." યુધિષ્ઠિરે ભીમસેનને અટકાવ્યો. "દુર્યોધન! બોલ, હું સાંભળું છું."

"યુધિષ્ઠિર! હું અત્યંત થાકી ગયો છું, હતાશ છું, રથ ઘોડા વિનાનો છું, શસ્ત્રાસ્ત્ર રહિત છું, કવચ બખ્તર કશુંય નથી. આવો હું તમારી સાથે શી રીતે લડું? માટે જ અહીં ભરાયો છું, અને સારો લાગ શોધું છું." દુર્યોધન બોલ્યો.

"દુર્યોધન, તારી વાત યથાર્થ છે. પણ તું બહાર આવ. અમે તને રથ આપશું, કવચ બખ્તર આપશું, તને શસ્ત્રાસ્ત્ર પણ આપશું અને પછી તારી સાથે યુદ્ધ કરશું. અમે પણ બધા યુદ્ધશાસ્ત્રના નિયમોથી પરિચિત છીએ. તને અધર્મથી અમે મારવાના નથી." યુધિષ્ઠિર બોલ્યા.

"તો તો હું આ બહાર નીકળ્યો."

એમ કહી દુર્યોધન-પહાડ સરખો દુર્યોધન પાણીની બહાર આવ્યો અને હાથમાં ગદા લઈને જમીન પર ઉભો.

"લે આ કવચ બખ્તર." યુધિષ્ઠિર બોલ્યા, અને તેને કવચ બખ્તર આપ્યાં.

"યુધિષ્ઠિર ! તમે લોકો ઘણા છો જ્યારે હું એકલો છું. મારા સાથીઓ બધા મરણ પામ્યા છે. તમારી સૌની સાથે એકલો હું શી રીતે લડું ?" દુર્યોધન બોલ્યો.

"દુર્યોધન, તારી વાત ઠીક છે. તું જો રણમેદાનમાં ઉતરતો હો તો અમે પાંચ પાંડવોમાંથી બધા એક એક તારી સાથે લડશું, અને અમારા એકનો પણ પરાજય એ સૌનો પરાજય ગણાશે." યુધિષ્ઠિર બોલ્યા.

"એ જ સાચું ધર્મયુદ્ધ ગણાય. મને એ વાત કબૂલ છે." દુર્યોધન બોલ્યો.

"તને શા માટે કબૂલ ન હોય !" શ્રીકૃષ્ણથી ન રહેવાયું. "તેં આવાં જ ધર્મયુદ્ધો કર્યાં છે એટલે આ

શા માટે કબૂલ ન હોય ? એકલા અભિમન્યુને છ મહારથીઓએ એકઠા મળીને માર્યો તે દિવસે આ ધર્મયુદ્ધ ક્યાં ગયું હતું ? યુધિષ્ઠિર તો ભોળા છે એટલે તને બધી હા પાડે છે, પણ એનું જોખમ કાંઇ એમને જોવું છે ?"

"મારે મન તો યુધિષ્ઠિર એ પાંડવોના અગ્રણી. હું તમારી સાથે ગદાયુદ્ધ માગું છું, માટે તમારામાંથી જે મારી સાથે ગદાયુદ્ધ કરવા ઇચ્છતા હો તે આવો." દુર્યોધન બોલ્યો.

"બીજો કોણ તારી સાથે ગદાયુદ્ધ કરે ?" ભીમ આગળ આવ્યો. "આપણે બન્ને જન્મના મિત્રો; આપણે રોજ એકબીજાને સંભારીએ પછી જ ઊંઘ આવે. એમાં વળી દ્રૌપદીએ આપણી મૈત્રીમાં વધારો કર્યો એટલે તો પૂછવું જ શું ? એક જ બળરામના આપણે બન્ને શિષ્યો. દુર્યોધન ! આવ, તારી સાથે આ ગદાયુદ્ધ હું સ્વીકારું છું." ભીમે હાક મારી.

*　　*　　*

ભીમ દુર્યોધનનું ગદાયુદ્ધ ચાલ્યું. ભીમનું બળ અને દુર્યોધનની ચપળતા; કોઇ કોઈથી જાય તેવા નહિ. અને છતાંયે દુર્યોધન ચડે. પાંડવો બધા આ ગદાયુદ્ધના પ્રેક્ષકો હતા. ગુરુ બળરામ પણ નસીબ યોગે આવી ચડ્યા એટલે તે પણ પોતાના શિષ્યોનું આ ગદાયુદ્ધ જોવા રોકાયા. ઘડીમાં ભીમ પડે ને ઘડીમાં દુર્યોધન પડે. કોઇ

એકબીજાથી ગાંજ્યા જાય તેમ ન હતું. એટલે શ્રીકૃષ્ણ મૂંઝાયા.

“અર્જુન!” અર્જુનને એક ખૂણે લઇ જઇને શ્રીકૃષ્ણે કહ્યું. “આ યુદ્ધમાં ભીમ દુર્યોધનને જીતે એ અશક્ય જેવું છે. કોઇ પણ એકનો પરાજય એ સર્વનો પરાજય છે એમ કહીને યુધિષ્ઠિરે ભારે ભૂલ કરી છે!”

“હા, એ તો હું પણ સમજું છું. જુઓને, દુર્યોધન ભીમના ઘાને છટકાવી જાય છે અને લાગમાં જ આવતો નથી.” અર્જુન બોલ્યો.

“અર્જુન, મને એક વાત સૂઝે છે.”

“શી?”

“ભીમ દુર્યોધનને સાથળમાં ગદાનો ઘા કરે તો દુર્યોધન પડે.” શ્રીકૃષ્ણે કહ્યું.

“એ તો ભીમ જાણે છે.”

“જાણે છે પણ ભૂલી ગયો લાગે છે”

“તો તેને યાદ આપું? પણ એ અધર્મ યુદ્ધ નહિ થાય?” અર્જુને શંકા કાઢી.

“એ કેવું યુદ્ધ ગણાશે તે પાછળથી જોયું જશે. એક વાર દુર્યોધનને પડવા તો દે! અર્જુન, તું સાથળ ઠોક એટલે ભીમને યાદ આવે.”

અર્જુને જમણા સાથળ પર હાથનો ફટાકો લગાવ્યો કે તરત જ ભીમ ચેતી ગયો, અને એવા જોસથી ગદા દુર્યોધનના સાથળમાં મારી કે દુર્યોધન એક ક્ષણમાં ધરતી પર ઢળી પડ્યો. આથી દુર્યોધનના પગ જ ભાંગી ગયા.

આ બાજુ પાંડવો હર્ષમાં આવી ગયા ને મોટો હર્ષનાદ કરી મૂક્યો.

પણ બળરામથી આ સહન ન થયું.

"અચ્યા કૃષ્ણ, આ ભીમે દુર્યોધનને સાથળમાં ગદા મારી એ અધર્મ કર્યો છે! હું ગદાયુદ્ધનો આચાર્ય. મારા દેખતાં આવો અધર્મ થાય એ મારાથી શી રીતે જોવાય?" એટલું કહેતાં જ બળરામે પોતાનું હળ ભીમને મારવા માટે ઉપાડ્યું.

પણ શ્રીકૃષ્ણ તરત જ વચ્ચે આવ્યા. "મોટાભાઈ! ભીમે અધર્મ કર્યો છે એમાં શંકા નથી; પણ દુર્યોધનના અધર્મની સીમા ન હતી. વળી ભીમે દુર્યોધનનો સાથળ ભાંગવાની પ્રતિજ્ઞા કરી હતી તે તરફ પણ આપે ધ્યાન આપવું જોઈએ. ભીમનો અધર્મ તો છે જ, પણ ક્ષંતવ્ય છે. વળી પાંડવો તો આપણા સગા છે!"

શ્રીકૃષ્ણનું કહેવું બળરામને રુચ્યું નહિ એટલે રીસમાં ને રીસમાં પોતે ત્યાંથી ચાલતા થયા.

પાંડવો પણ દુર્યોધનને તળાવના કાંઠા પર તરફડિયાં મારતો મૂકીને રવાના થયા.

બિચારો કૌરવરાજ કાગડા તથા શિયાળને હાંકતો ત્યાં છેલ્લા શ્વાસો લેતો પડ્યો હતો.

એટલામાં દૂર દૂર અશ્વત્થામાના રથનો અવાજ આવ્યો.



## જીવનની છેલ્લી ઘડી

"દ્રોણ એ, અશ્વત્થામા ?"

"જી મહારાજ."

"તું આવ્યો ? કંઈ થયું ?"

"કંઇ શા માટે ? બધું થયું; અને બધા કરતાંયે કંઇક વધારે થયું." અશ્વત્થામા સંતોષથી બોલ્યો.

"પાંચાળોને માર્યા ?"

"તમામ પાંચાળોને. ધૃષ્ટદ્યુમ્નને તો પલંગમાં જ ઠાર કર્યો; પાંચાળોને વીણી વીણીને માર્યા, અને સાથે...."

"અને સાથે શું ?"

"સાથે પાંચાલીના પાંચે પુત્રોને પણ વધેર્યા!" અશ્વત્થામાએ પૂરૂં કર્યું.

દુર્યોધને મ્હોં મરડયું: "અરરર! ગુરુપુત્ર, તેં બહુ ભૂંડું કર્યું!"

"મારે તો દ્રુપદનું નામ પૃથ્વીમાંથી નાબૂદ કરવું હતું." અશ્વત્થામા બોલ્યો.

"એ બિચારાએ આપણું શું બગાડયું હતું?"

"જેટલું અભિમન્યુ અને ઘટોત્કચે બગાડયું હતું તેથી જરાયે ઓછું નહિ." અશ્વત્થામા બોલ્યો.

"એ જીવતા રહ્યા હોત તો કોઇ દિવસ અમને પિંડ પણ આપત!" દુર્યોધન લાચારીથી બોલ્યો.

"તમને પિંડ આપત એ તો ખરૂં, પણ દ્રુપદને પણ આપત ના?" અશ્વત્થામા ચીડાયો.

"જે થયું તે ભલે થયું! આજે સૌ મૃત્યુને માર્ગે ચાલી નીકળ્યાં છે ત્યાં કોણ પાછળ રહેશે તે કહી શકાતું નથી." દુર્યોધન બોલ્યો. "અશ્વત્થામા! મારી પીડા વધતી જાય છે. હવે હું ચાલ્યો સમજો. સવાર પડવા આવી છે. પાંડવોને આ ખબર પડશે એટલે તમારો કેડો લીધા વિના તે નહિ રહે."

"મહારાજ! મારી ચિંતા ન કરો. આપનો અંતકાળ સુખરૂપ થાય એ જ મારી ઇચ્છા છે."

"મારૂં અવસાન ? આજ સુધીમાં કેટલાંયે અવસાનો ભોગવી લીધાં છે. એ બધાં અવસાનોનો સરવાળો આજે આ છેલ્લું અવસાન. અશ્વત્થામા ! પાંચાળો મર્યા એટલે હૃદયની આગ કંઇક શાંત થાય છે. હવે મને તું જરા બેઠો કર તો આ કુરુક્ષેત્રમાં મેં અઢાર અક્ષૌહિણીની પથારી પાથરી છે, તેના પર એક છેલ્લી નજર નાખી લઉં." દુર્યોધન બોલ્યો.

"મહારાજ ! આ કુરુક્ષેત્ર નથી, આ તો સમંત પંચક છે. કહો તો આપને ઉપાડીને કુરુક્ષેત્રમાં લઇ જાઉં." અશ્વત્થામાએ કહ્યું.

"એટલો વખત હવે દુર્યોધનને ખાતે જમા હોય એમ લાગતું નથી. કર્ણ અને શકુનિ મને બોલાવે છે." દુર્યોધને ઉંચું જોયું.

"મહારાજ ! મને બીજું કાંઇ કહેવું છે ?"

"કહેવાનું તો ઘણુંયે છે, અશ્વત્થામા ! કોઇને કહી શકું તો આ હૈયાનો ભાર હળવો થાય ખરો. પણ કહેવાતું નથી."

"જેટલું કહેવાય તેટલું કહો, મહારાજ !"

"અશ્વત્થામા ! હૈયાના હોઠ બંધ થતા જાય છે. શી રીતે કહું ? ગુરુપુત્ર, આ શિયાળ મારો હાથ ચાટે છે તેને જરા દૂર હાંક જોઇએ !" દુર્યોધને કહ્યું.

" હ્યો, મહારાજ."

" અશ્વત્થામા, એ શિયાળ જ તને કહેશે. આજે કુરુરાજનો હાથ ચાટવાની હિંમત એને ક્યાંથી આવી ? આ મારો હાથ. આ હાથે ભીમને લાડુ ખવરાવ્યા હતા; આ હાથે ભાનુમતીનું પાણીગ્રહણ કર્યું હતું; આ હાથે ભરસભામાં સાથળ ઠોકી દ્રૌપદીને બોલાવી હતી; આ હાથે ગાંધારીનો ચરણસ્પર્શ કર્યો હતો; ભાનુમતીની આખરી વિદાય લેતી વખતે આ હાથે તેની આંખનું આંસુ લૂછ્યું હતું; આજે એ જ આ હાથ શિયાળ ચાટે છે ! એટલો મારી જીવનકથાનો સાર ! અરે, એ જ મનુષ્ય માત્રની જીવનકથાનો સાર ! " દુર્યોધને કહી નાખ્યું.

" આપ આ વખતે ખેદ ન કરો. મનને પ્રસન્ન રાખો." અશ્વત્થામા શાંતિ આપવા લાગ્યો.

" અશ્વત્થામા, ખેદ નથી કરતો...."

" માતા ગાંધારીને કાંઈ કહેવું છે ? "

" ગાંધારીને ? હા. "

" શું કહેવું છે ? "

" ગાંધારીને કહેજે કે ભીમે મને સાથળમાં ગદા મારી છે. "

" એ તો એ જાણશે જ. "

" જાણે ભલેને ! પણ મારા તરફથી જાણશે

"આપના છેવટના પ્રણામ કહું ?"

"ગાંધારીને નહિ. છેલ્લા પ્રણામ તો ધૃતરાષ્ટ્રને. આ સમાચારથી એનું હૈયું ચીરાઇ જશે. અને આવાં હૈયાં ચીરાયા વિના માણસને માટે માર્ગ જ ક્યાં છે ?" દુર્યોધન બોલ્યો.

"મહારાજને આપના છેલ્લા પ્રણામ કહીશ, અને આપની અંતિમ કથા પણ કહીશ."

"એ કથા ન કહેતો. કદાચ બધી કથા કહે, તો પણ મને ભીમે અધર્મથી માર્યો છે એમ તો ન જ કહેતો. કદાચ એ પણ કહી જવાય, તોયે હું પડ્યા પછી ભીમે મારા માથા પર પગ ઠોકયો એ તો કહીશ જ નહિ. તને મારા સોગંદ છે."

"શા માટે ન કહું ? સાચી વાત કેમ ન કહું ?"

"તું ધૃતરાષ્ટ્રને કહીશ એટલે માતા ગાંધારી પણ જાણશે જ."

"ભલેને જાણે."

"અને ગાંધારી જાણે એટલે શું, એ ખબર છે ? ગાંધારીએ તો સગા દીકરા દુર્યોધનનો પણ ધર્મબુદ્ધિથી ત્યાગ જ ઇચ્છયો છે. એ ગાંધારીને કાને વાત આવે કે ભીમે અને શ્રીકૃષ્ણે મને મારવામાં અધર્મ કર્યો, તો તો તેમને શાપ જ દે !" દુર્યોધન બોલ્યો.

"ભલેને દે! ગાંધારીના શાપથી ભલે એ બન્ને મરતા."

"ભીમને તેમ જ શ્રીકૃષ્ણને એવું સહેલું મોત આવે એમ હું ઇચ્છતો નથી. અશ્વત્થામા, ફરી એક વાત હૈયે ચડે છે એટલે કહી દઉં. આ પાંડવોએ ધર્મ ધર્મની દાંડી પીટીને આખા જગતને છેતર્યું છે, અને મને અધર્મી તરીકે વગોવ્યો છે." દુર્યોધન બોલ્યો.

"હા, ગુરુ પણ એમ જ કહેતા; ભીષ્મ પણ એમ જ કહેતા; વિદુર તો બીજી વાત જ ન કરે."

"આ પાંડવોના ધર્મનું પોકળ આજે મને વધારે સ્પષ્ટ દેખાય છે"

"આજ સુધી દેખાયું ન હતું?"

"મૂળથી જ દેખાતું. પણ અંતરમાં સમજાયેલી વાતને હું શબ્દોમાં ઉતારી શકતો નહિ. હું તો અધર્મથી જ ચાલતો એમાં મને કદી શંકા નહોતી; અને મેં કોઇ દિવસ ધર્મી હોવાનો દાવોયે નથી કર્યો"

"આપ અધર્મી?" અશ્વત્થામા બોલ્યો.

"અશ્વત્થામા, આ વિવેકનો વખત નથી. આજે તો હૈયાને ઠલવવાનો વખત છે. હું પોતે જ કહું છું કે હું અધર્મી. શ્રીકૃષ્ણને બોલાવ તો તેની પાસે પણ હું કબૂલ કરૂં. ધર્મ અધર્મને હું બુદ્ધિથી પારખી શકતો

નથી એમ ન માનતો. ધર્મ અધર્મનો વિવેક હું બરાબર આંકી શકું છું; પણ આચરણનો પ્રસંગ આવે છે ત્યાં કોણ જાણે કેમ, હું અધર્મથી ચાલતો અને હજીયે ચાલું.” દુર્યોધન બોલ્યો.

“હવે આપને શ્વાસ ચડે છે.”

“જીવનની આ છેલ્લી વાત છે એટલે કરી લેવા દે. હું તો અધર્મથી જ જીવ્યો છું. ભીમને ઝેર ખવરાવ્યું ત્યાં અધર્મ; પાંડવોને લાખના ઘરમાં બાળ્યા ત્યાં અધર્મ; જુગારમાં જીત્યો ત્યાં અધર્મ; જંગલમાં તેમને હેરાન હેરાન કર્યા ત્યાં અધર્મ; અને ઠેઠ તેં આ પાંચાળોને ઠાર કર્યા ત્યાં સુધીયે અધર્મ ! પાંડવોને હંફાવવામાં મેં ધર્મનો વિચાર જ નથી કર્યો.”

“મહારાજ, ધીમેથી બોલો. આપને શ્વાસ ચડી જાય છે.”

“પણ અશ્વત્થામા, પાંડવો તો ધર્મ, ધર્મ ને ધર્મની જ વાતો કરે ! યુધિષ્ઠિર તો કહે ધર્મની મૂર્તિ ! ભીમ તો કહે યુધિષ્ઠિરની આજ્ઞા પ્રમાણે ચાલે ! શ્રીકૃષ્ણ તો વળી ‘ધર્મનું ઉત્પત્તિસ્થાન ગણાય ! આ બધા ધર્મની પૂંછડીઓ યુદ્ધમાં કેવો ધર્મ સાચવી શક્યા તે તો તું જાણે છે. ભીષ્મને શિખંડી પાસે મરાવ્યા તે ધર્મ ? દ્રોણ ગુરુએ પૂછ્યું ત્યારે ધર્મમૂર્તિ યુધિષ્ઠિર પોતે જૂઠું બોલ્યા એ ધર્મ ? જયદ્રથને માર્યો તે ધર્મ ? મારા

વહાલા કર્ણના રથનું પૈડું પૃથ્વી ગળતી હતી તે વખતે તેના પર ઘા કર્યો તે ધર્મ? મને ભીમે સાથળમાં ગદા મારી તે ધર્મ?" દુર્યોધનને વધારે શ્વાસ ચડ્યો.

"હવે આપ બોલવું બંધ કરો. ધર્મ અધર્મ, જે હોય તે ભલે હોય!"

"ના, મને વાર નહિ. જીવનમાં મારો તો અધર્મ હતો જ અને છડેચોક હતો. પણ આ પાંડવોનો ધર્મનો ઢોંગ હતો એમ આજે મને પૂરેપૂરૂં સમજાય છે." દુર્યોધન બોલ્યો.

"અને પેલા શ્રીકૃષ્ણનો?"

"શ્રીકૃષ્ણને હું હજી બરાબર ઓળખી શક્યો નથી. કાં તો એ ધર્મનો મોટો ધૂતારો છે, અને કાં તો ધર્મ અને અધર્મ બન્નેથી પર એવો યોગીશ્વર છે. પણ પાંડવો તો ધર્મના ધૂતારા છે તે તું ખુદ પાંડવોની જ સભામાં જાહેર કરજે."

"મહારાજ, આપ જરા સ્વસ્થ થાઓ."

"હું સ્વસ્થ છું. બીજાઓને જરાયે છેતર્યા વિના જેવો હતો તેવો દેખાવાનો જીવનભર મેં પ્રયત્ન કર્યો છે એ જ મને શાંતિ છે. પાંડવોએ ધર્મનો ઢોંગ કરીને લોકોમાં પ્રતિષ્ઠા મેળવી અને આજે કૌરવનું સામ્રાજ્ય પણ મેળવશે. પણ ગુરુપુત્ર, મનુષ્ય માત્રના હૃદયમાં પરમેશ્વરે ધર્માધર્મ માપવાનું જે અજબ યંત્ર ગોઠવ્યું

છે તે યંત્રની નોંધ કદી ખોટી આવતી નથી. જગતભરમ ઈશ્વર જેવી કોઇ વસ્તુ હશે તો, યાદ રાખજે અશ્વત્થામા હું તો આજે ક્ષત્રિયની પથારી પર સૂઈને સ્વર્ગમાં જાઉં છું, પણ આ સનાતન બ્રહ્મચારિણી પૃથ્વીના પતિ પાંડવો પણ મારી જ દશાને પામશે.” દુર્યોધને ઉદ્‌ગાર કાઢ્યા.

“મહારાજ, હવે તો હદ થાય છે!”

“તમે સૌ કહો છો કે આ અઢાર અક્ષૌહિણી સેના પૃથ્વી પર સૂતી તે મારે લીધે છે. તમારી સૌની એ ભૂલ છે. એ તો બધાં લોકમાનસનાં વલખાં છે. કૌરવ-કુળ તો વિનાશ માટે પાકીને તૈયાર જ હતું; મેં આવીને તેનો સ્પર્શ કર્યો એટલે તરત જ એ હેઠળ પડ્યું. આ ક્ષત્રિયો બધા પણ મૃત્યુના જડબામાં જ હતા; મેં તેમને અનુકૂળ ભૂમિ તૈયાર કરી દીધી એટલુ જ!” દુર્યોધન બોલ્યો.

“મહારાજ, હવે વધારે બોલશો તો હું ચાલ્યો જઇશ.”

“લે હવે નહિ બોલું. મારા અને પાંડવોના જીવનનો આ મારો નિચોડ તું શ્રીકૃષ્ણ પાસે ધરજે, એ મારા જીવનની છેલ્લી ઇચ્છા છે!” દુર્યોધન જરા શાંત થયો.

“શ્રીકૃષ્ણને નિરાંતે મળીશ તો તો જરૂર કહીશ. બીજું કાંઇ?”

“એવું તો બીજું ઘણુંયે હોય. પણ હૈયાનાં તાળાં

ક્યાંઇ એમ આપણે ધારીએ ત્યારે ઓછાં જ ઉઘડે છે? ” દુર્યોધન બોલ્યો.

“ આપનું માથું નીચું છે તે જરા ઉંચું કરૂં? ”

“ અત્યારે ઉંચું નીચું બધું સરખું જ છે! ”

“ મહારાજ! ”

“ મહારાજ! ”

દુર્યોધને આંખ ઉંચી કરી.

“ મહારાજ! ”

દુર્યોધને આંખ મીચી દીધી.

ધૃતરાષ્ટ્રનો પુત્ર, કૌરવકુળનો શિરતાજ, પાંડવોનો કટ્ટો દુશ્મન, અગિયાર અક્ષૌહિણીનો ધણી, બળરામનો પટ્ટશિષ્ય, દેવી ભાનુમતીના હૈયાનો હાર, ધર્મ અધર્મનાં ત્રાજવાં પરમેશ્વરે જગતના કયા ખૂણામાં ગોઠવ્યાં છે તેની શોધ કરવા ઈશ્વરના ધામમાં પહોંચ્યો, અને ત્યાં પાંડવોની રાહ જોતો બેઠો!

અશ્વત્થામાએ દુર્યોધનના શબ પર શોકનાં બે ચાર ખારાં આંસુ સાર્યાં ન સાર્યાં ત્યાં તો રથનો અવાજ આવ્યો, એટલે શબને એમ ને એમ છોડીને તે ત્યાંથી જીવ લઇને નાઠો.



श्रीदक्षिणामूर्ति प्रकाशनमंदिर

# सूचिपत्र



મે

૧૯૩૪



ભાવનગર

# શિક્ષણશાસ્ત્રનાં પુસ્તકો

| | |
|---|---|
| વાર્તાનું શાસ્ત્ર | ૧–૮–૦ |
| ડૉલ્ટન યોજના ( બીજી વાર ) | ૧–૦–૦ |
| મોન્ટીસોરી પ્રવેશિકા (સચિત્ર) | ૦-૧૨-૦ |
| બાલશિક્ષણ | ૦-૧૦-૦ |
| પ્રાથમિક શાળામાં ભાષાશિક્ષણ | ૦-૧૦-૦ |
| પ્રાથ૦ શિક્ષણપદ્ધતિઓ | ૦–૮–૦ |
| પ્રાથમિક શાળામાં ચિઠ્ઠીવાચન | ૦–૫–૦ |
| પ્રાથમિક શાળામાં શિક્ષક | ૦ ૧૦-૦ |
| દિવાસ્વપ્ન ( બીજી આવૃત્તિ ) | ૦-૧૦-૦ |
| ઘરમાં મોન્ટીસોરી ,, | ૦-૧૦-૦ |
| કોઇએ નહોતું કીધું | ૦–૮–૦ |
| વિદ્યાર્થીઓનું માનસ | ૦–૬–૦ |
| છાત્રાલય કમીશનનો અહેવાલ | ૦–૬–૦ |
| માધ્યમિક શાળામાં ભાષાશિક્ષણના ફેરફારો | ૦–૬–૦ |
| મૂંઝવતું બાળક | ૧–૦–૦ |
| શા માટે ? | ૦–૮–૦ |
| વડીલો વાંચે | ૦-૧૦-૦ |
| મહાન વિગ્રહ પછી જર્મનીમાં કેળવણીની પ્રણાલિ | ૦-૧૨-૦ |
| પ્રાસંગિક મનન | ૦–૮–૦ |
| પરિચય પદ્ધતિ | ૦–૨–૦ |
| વાર્તા કહેનારને | ૦–૧–૬ |
| બાલક્રીડાંગણો | ૦–૧–૬ |
| બાળવાર્તાઓનો વિનોદ | ૦–૧–૬ |
| બાળકોની અપૂર્ણતાઓ અને તેના ઉપાયો | ૦–૧–૬ |
| ગ્રામપુનર્ઘટના | ૦–૧–૬ |
| જુવાનો અને જાતીય પ્રશ્નો | ૦–૧–૬ |
| શહેરમાં મોન્ટીસોરી પદ્ધતિ | ૦–૧–૬ |
| વાચનમાળાના સિદ્ધાંતો | ૦–૧–૬ |
| શાસ્ત્રીય દૃષ્ટિ | ૦–૧–૬ |
| રખડુ ટોળી ( સમાલોચના ) | ૦–૧–૬ |
| હાલતા ચાલતા | ૦-૧૦-૦ |
| ગૃહપતિને | ૦-૧૨-૦ |
| નવી કેળવણી | ૦-૧૨ ૦ |

[ કુલ ૧૫–૦– ૦] [ શિક્ષણનાં બીજાં પુસ્તકો માટે પાનું ૭મું જુઓ. ]

## અન્ય બાલસાહિત્ય

| | |
|---|---|
| બાળવાર્તા ભાગ ૧–૨–૩–૪–૫ | |
| પહેલો ભાગ ( ૩૩ ચિત્રો ) | ૦–૬–૦ |
| બાકી દરેકના | ૦–૫–૦ |
| રૉબિન્સન ક્રૂઝોનાં પરાક્રમો | ૦–૩–૦ |
| બાપુજીની અને બીજી વાતો ( સચિત્ર ૧૫ ચિત્રો ) | ૦-૧૦-૦ |
| બાળ લોકગીત સંગ્રહ ભાગ ૧–૨ | દરેકના ત્રણ આના |

**પીળાં પલાશ** ( ત્રણ બાળનાટકો સચિત્ર ) ૦–૭–૦

## આરોગ્યશાસ્ત્ર

શરીરવિકાસ ૧–૦–૦
( પહેલી આવૃત્તિ ખલાસ થઇ છે )

## પ્રવાસ

કૈલાસ માનસ સરોવર દર્શન ૦-૧૦-૦
(ત્રીજી આવૃત્તિ )

# શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળા: ૮૦ પુસ્તકો

સંપાદકો : ગિજુભાઈ અને તારાબેન

સ્થાનિક રૂા ૬–૪–૦ : પોસ્ટેજ ૧–૪–૦ દેશમાં, પરદેશ માટે ૧–૧૪–૦

૧ ગણપતિ બાપા
૨ ચલૈયા
3 ઉભુ હતુ, ઉભુ હતુ
૪ હુનામડી
૫ કબાટ
૬ બાળકોનો બીરબલ-૧
૭ ગોપીચંદ
૮ બાળનાટકો-૧
૯ હંસ અને હંસા
૧૦ તિરંદાજ
૧૧ ગામડામા મળજો
૧૨ બાળપ્રવાસો
૧૩ મારા ગોઠિયા
૧૪ જરા હસો
૧૫ ક્યાથી આવ્યા
૧૬ મકનો અને રાક્ષસ
૧૭ રૂપસિંહ ને રામસિંહ
૧૮ ટપાલની પેટી
૧૯ ગધેડુ
૨૦ ચીડીયાખાનુ
૨૧ મહાસભાઓ
૨૨ કહેવતોના મૂળ
૨૩ ગપગોળા
૨૪ આફ્રિકા સાંભર્યું
૨૫ શબ્દપોથી
૨૬ વાક્યપોથી
૨૭ ચિઠ્ઠીપોથી
૨૮ નાના પાઠો
૨૯ મોટા પાઠો
૩૦ નાની વાતો
૩૧ ઘરમા
૩૨ આગણામા
૩૩ શેરીમા
૩૪ બાળશાળામા
૩૫ ગામમા
૩૬ ફરવા જઇએ
૩૭ જુગતરામના પાઠો
૩૮ ભો ભો ભો
૩૯ ગધેડુ અને ઘોડુ
૪૦ દાદા દર્શને
૪૧ બાળનાટકો–૨
૪૨ સવારથી માડીને
૪૩ કુદરતમા
૪૪ મોતિયો
૪૫ રામજીભાઈ પડી ગયા
૪૬ મંગેશનો પોપટ
૪૭ ધોબીડો રુએ છે
૪૮ પીરૂ અને–
૪૯ છાણા થાપી આવ્યા
૫૦ મામાની જાન્ય
૫૧ વાડામા
૫૨ રોજનીશી
૫૩ બાળકોનો બીરબલ-૨
૫૪ છેટા રહેજો માબાપ
૫૫ મારી ગાય
૫૬ કમળાબેનના પાઠો
૫૭ ગિરિશિખરો
૫૮ કાળા હાથ કાળી દાઢી
૫૯ ખળાવાડ
૬૦ પૂછુ ?
૬૧ ઓતરાતી દીવાલો-૧
૬૨ ઓતરાતી દીવાલો–
૬૩ બુદ્ધચરિત્ર
૬૪ ગુજરાત-મહારાષ્ટ્ર
૬૫ જોડકણા
૬૬ કહેવત સંગ્રહ
૬૭ હરિશ્ચંદ્ર
૬૮ એમ કેમ ?
૬૯ સાજા રહીએ
૭૦ વ્યાકરણ પોથી
૭૧ વરત સંગ્રહ
૭૨ રમત જોડકણા
૭૩ શિવાજી મહારાજ
૭૪ દુહા અને સોરઠા
૭૫ વિનોદ ટુચકા
૭૬ બાળકોના લેખો
૭૭ આપણે પોતે
૭૮ કાવ્યસંગ્રહ
૭૯ છેલ્લો પાઠ
૮૦ સંપાદકોનુ કથન

# શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યગુચ્છ: ૨૫ પુસ્તકો

સંપાદકો : ગિજુભાઈ અને તારાબેન

કુલ કિંમત ૨-૧૧-૬ : પોસ્ટેજ દેશમાં ૦-૧૩-૦ : પરદેશ માટે ૧-૧-૦

| | | |
|---|---|---|
| ૧ લાલ અને હીરા | ૧૦ વેઠનો વારો | ૧૮ મેંડિયો |
| ૨ ભેંશના શીંગડામાં | ૧૧ નવા વરતો | ૧૯ તારાબેનના પાઠો |
| ૩ ગામડામાં ગયો હતો | ૧૨ વસંત આવી | ૨૦ માજીએ કહેલી |
| ૪ આખો રોપ્યો | ૧૩ તિળ લ્યા ગુળ લ્યા | ૨૧ જોયું ને આંખ ઠરી |
| ૫ વિલાયતી વાતો | ૧૪ હેમુભાઇના પાઠો | ૨૨ સટરપટર વાતો |
| ૬ ટૂચકાઓ | ૧૫ જીવજંતુ | ૨૩ ત્રેવીશમું પુષ્પ |
| ૭ બે બાળનાટકો | ૧૬ ઠેક ઠેકા | ૨૪ ચતુર કરોળિયો |
| ૮ દાદાજીની તલવાર | ૧૭ ટેક | ૨૫ પંચામૃત |
| ૯ તકતક્ તર્ર્ર્ | | |

૨૪ ચતુર કરોળિયો ૦–૩–૦ : ૨૫ પંચામૃત ૦–૬–૦

બાકી દરેકનો ૦–૧–૬

# કિશોર અને કુમાર વાચન

| | | | |
|---|---|---|---|
| કિશોર કથાઓ ખંડ–૧ | ૦–૬–૦ | સાગરસમ્રાટ ( સાહસવાર્તા ) | ૦-૧૦-૦ |
| કિશોર કથાઓ ખંડ–૨ | ૦–૬–૦ | સાહસિકોની સૃષ્ટિ ( ,, ) | ૧–૦–૦ |
| ધર્માત્માઓના ચરિતો | ૦–૮–૦ | વડલો ( સચિત્ર નાટક ) | ૦-૧૦-૦ |
| રખડુ ટોળી ખંડ–૧ | ૦–૮–૦ | આપણા આર્થિક પ્રશ્નો | ૦–૫–૦ |
| રખડુ ટોળી ખંડ–૨ | ૦–૮–૦ | પ્રાસંગિક મનન | ૦–૮–૦ |
| બાલ રામાયણ | ૦-૧૦-૦ | સુભાષિતરત્નમંજૂષા | ૦–૪–૦ |
| જાતક કથાઓ | ૦–૮–૦ | હઝરત મોહમ્મદ પયગમ્બર (સ) | ૦–૩–૦ |
| હિન્દુધર્મની આખ્યાયિકાઓ-૧ | ૦–૮–૦ | ભગવાન બુદ્ધ | ૦–૩–૦ |
| હિન્દુધર્મની આખ્યાયિકાઓ-૨ | ૦–૮–૦ | અશો જરથુશ્ત્ર | ૦–૩–૦ |
| ક્ષયનો ભેદ ( નાટક ) | ૦–૧–૬ | કૈલાસ માનસ સરોવર દર્શન | ૦-૧૦-૦ |
| ઇન્સાન મિટા દૂંગા (જેલવાર્તા) | ૦–૬–૦ | સેન્ટ જોનનું ભાગવત | ૦–૮–૦ |
| કોડિયાં ( કાવ્યસંગ્રહ ) | ૧–૪–૦ | આપણા દેશનો ઇતિહાસ–૧ | ૦–૬–૦ |

ઉપરાંત મહાભારતનાં પાત્રો : બાર પુસ્તકોના રૂા. ૪–૦–૦ [ કુલ રૂા. ૧૫–૭–૬ ]

## મહાભારતનાં પાત્રો ( બાર પુસ્તકો )

લેખક નાનાભાઇ

કુલ કિ. રૂા ૪) પોસ્ટેજ રજીસ્ટ્રેશન દેશમા ૦–૧૫–૦ : પરદેશ માટે ૧–૫–૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ સૂતપુત્ર કર્ણ | ૦–૩–૦ | ૫ અર્જુન | ૦–૭–૦ | ૯ ભીષ્મ | ૦–૪–૦ |
| ૨ પાચાલી | ૦–૪–૦ | ૬ યુધિષ્ઠિર | ૦–૪–૬ | ૧૦ ધૃતરાષ્ટ્ર | ૦–૨–૬ |
| ૩ દુર્યોધન | ૦–૩–૦ | ૭ કુતી-ગાધારી | ૦–૫–૦ | ૧૧ શ્રીકૃષ્ણ | ૦–૬–૦ |
| ૪ ભીમસેન | ૦–૪–૦ | ૮ દ્રોણ-અશ્વત્થામા | ૦–૫–૦ | ૧૨ મહાભારતકથા | ૧–૦–૦ |

[ મહાભારત કથા પાકી બંધાઇના ૦–૪–૦ વધારે ]

## ધર્મશિક્ષણ

| | | | |
|---|---|---|---|
| ધર્માત્માઓના ચરિતો | ૦–૮–૦ | સેન્ટ જોનનુ ભાગવત | ૦–૮–૦ |
| બાલ રામાયણ | ૦–૧૦–૦ | જાતક કથાઓ | ૦–૮–૦ |
| ભગવાન બુદ્ધ | ૦–૩–૦ | હિંદુધર્મની આખ્યાયિકાઓ-૧ | ૦–૮–૦ |
| અશો જરથુશ્ત્ર | ૦–૩–૦ | હિંદુધર્મની આખ્યાયિકાઓ-૨ | ૦–૮–૦ |
| હઝરત મોહમ્મદ પયગમ્બર(સ) | ૦–૩–૦ | [ કુલ રૂા. ૩–૧૧–૦ ] | |

## વિનયમંદિર માટેનાં પાઠ્યપુસ્તકો

| સંસ્કૃત | | ગુજરાતી | |
|---|---|---|---|
| સંસ્કૃત ગુજરાતી લઘુકોશ | ૧–૮–૦ | ગુજરાતી કવિતા પ્રથમ વર્ષ | ૦–૨–૦ |
| સંસ્કૃતપ્રથમ પુસ્તક (અર્થસાથે) | ૦–૬–૦ | ગુજરાતી કવિતા દ્વિતીય વર્ષ | ૦–૩–૦ |
| સુભાષિતરત્નમંજૂષા | ૦–૪–૦ | ગુજરાતી કવિતા તૃતીય વર્ષ | ૦–૩–૦ |
| સંસ્કૃત દ્વિતીય પુસ્તક | ૦–૩–૦ | ગુજરાતી કવિતા ચતુર્થ વર્ષ | ૦–૪–૦ |
| સંસ્કૃત તૃતીય પુસ્તક (વ્યાકરણ) | ૦–૫–૦ | આપણા દેશનો ઇતિહાસ–૧ | |
| સંસ્કૃત સુભાષિતો | ૦–૧–૦ | ( દસમી આવૃત્તિ ) | ૦–૬–૦ |

### હિન્દી

હિન્દી સુભાષિતો પ્રથમ વર્ષ ૦–૧–૬ · હિન્દી સુભાષિતો દ્વિતીય વર્ષ ૦–૧–૦

[ કુલ રૂા. ૩–૧૫–૬ ]

## ઇતર બાલવાચન

| | | | |
|---|---|---|---|
| ચાલણગાડી નાની | ૦–૧–૩ | ચાલણગાડી મોટી | ૦–૧–૦ |

## સંસ્કૃત શીખવવાનાં પુસ્તકો

સંસ્કૃત ગુજરાતી લઘુકોશ ૧-૮-૦
સંસ્કૃત પ્રથમ પુસ્તક અર્થ સાથે ૦-૬-૦
સંસ્કૃત દ્વિતીય પુસ્તક ૦-૩-૦
સંસ્કૃત તૃતીયપુસ્તક(વ્યાકરણનું) ૦-૫-૦
પરિચય પદ્ધતિ ( નિરૂપણ ) ૦-૨-૦
સુભાષિતરત્નમંજૂષા ૦-૪-૦
સંસ્કૃત સુભાષિતો ૦-૧-૦
[ બધાની કિંમત રૂ. ૨-૧૩-૦ ]

## માબાપો માટે

દિવાસ્વપ્ન ૦-૧૦-૦
મોન્ટીસોરી પ્રવેશિકા(સચિત્ર) ૦-૧૨-૦
બાલશિક્ષણ ૦-૧૦-૦
ઘરમાં મોન્ટીસોરી ૦-૧૦-૦
કોઈએ નહોતું કીધું ૦-૮-૦
પ્રાસંગિક મનન ૦-૮-૦
ઘરમાં બાળકે શું કરવું ? મફત
બાલક્રીડાગણો ૦-૧-૬
વાર્તા કહેનારને ૦-૧-૬
બાળવાર્તાઓનો વિનોદ ૦-૧-૬
બાળકોની અપૂર્ણતાઓ અને તેના ઉપાયો ૦-૧-૬
હાલતાં ચાલતાં ૦-૧૦-૦
શા માટે ? ૦-૮-૦

## અક્ષરજ્ઞાન યોજનાનાં પુસ્તકો

### ગુજરાતી

કેમ શીખવવું
( શિક્ષકો માટેનું પુસ્તક ) મફત
( ભણનાર માટેના ) કાર્યાલયમાં બીજે
ચાલો વાચીએ ૦-૧-૦ ૦-૧-૩
આગળ વાંચો પહેલી ૦-૧-૦ ૦-૧-૩
આગળ વાંચો બીજી ૦-૧-૦ ૦-૧-૩
આગળ વાંચો ત્રીજી ૦-૧-૬ ૦-૨-૦

### મરાઠી

कसें शिकवावें( શિક્ષકો માટે ) મફત
माझें पुस्तक (ભણનાર માટે) ૦-૧-૦

### ઉર્દૂ

ઉર્દૂ કેમ શીખવવું મફત
આસાન અલીફ બે ૦-૧-૦
( ભણનાર માટેનું પુસ્તક )

## ઇતિહાસ

આપણા દેશનો ઇતિહાસ ૦-૬-૦

## અર્થશાસ્ત્ર

આપણા આર્થિક પ્રશ્નો ૦-૫-૦
લેખકો પ્રો. વાડિયા અને રાવ.

# શિક્ષણનાં બીજાં પુસ્તકો તથા સામયિકો

## શિક્ષણશાસ્ત્ર

૧ મોન્ટીસોરી પદ્ધતિ ૨-૦-૦

૨ વસંત બાલશિક્ષણ પ્રચારમાળા
નવ પુસ્તકોનો પ્રથમ
ગુચ્છ . પાકી બંધાઇ ૦-૧૧-૦
દસ પુસ્તકોનો દ્વિતીય
ગુચ્છ પાકી બંધાઇ ૦-૧૧-૦

૩ મોન્ટીસોરી શિક્ષણ પ્રચારમાળા
સાત પુસ્તકોનો પ્રથમ
ગુચ્છ પાકી બંધાઇ ૦-૧૦-૦

૪ દ્વિતીય મોન્ટીસોરી સંમેલન
નિબંધસંગ્રહ ૦-૧૨-૦

નવા આચારો ૦-૧-૦

સ્વતંત્ર બાલશિક્ષણ ૦-૧-૦

## શિક્ષણનાં સામયિકો

૫ "શ્રીદક્ષિણામૂર્તિ" ત્રૈમાસિક
વાર્ષિક લવાજમ દેશમાં ૨-૦-૦
પરદેશ માટે ૨-૮-૦
અથવા ચાર શિલિંગ

૬ "શિક્ષણ પત્રિકા" માસિક
વાર્ષિક લવાજમ દેશમાં ૧-૦-૦
પરદેશ માટે ૧-૮-૦
અથવા બે શિલિંગ

૭ "છાત્રાલય" માસિક
વાર્ષિક લવાજમ દેશમાં ૧-૦-૦
પરદેશ માટે ૧-૮-૦
અથવા બે શિલિંગ

# ૧૯૩૩માં પ્રગટ થયેલાં પુસ્તકો

બાલસાહિત્યગુચ્છના છેલ્લા ૧૨ પુસ્તકો ઉપરાંત

મોન્ટીસોરી પ્રવેશિકા ૦-૧૨-૦

પ્રાથમિક શાળામાં શિક્ષણ-
પદ્ધતિઓ ૦-૮-૦

પ્રાથમિક શાળામાં ચિઠ્ઠીવાચન ૦-૫-૦

મૂર્ખવત્ બાળક ૧-૦-૦

બાપુજીની અને બીજી વાતો ૦-૧૦-૦

સૌ કેના પરાક્રમો ૦-૨-

સાગરસમ્રાટ (સાહસ વાર્તા) ૦-૧૦-૦

પીળા પલાશ (બાળ નાટકો) ૦-૭-૦

રખડુ ટોળી ખંડ બીજો ૦-૮-૦

હિંદુ ધર્મની આખ્યાયિકાઓ
ખંડ બીજો ૦-૮-૦

મહાન વિગ્રહ પછી જર્મનીમાં
કેળવણીની પ્રણાલિ ૦-૧૨-૦

પ્રાથમિક શાળામાં શિક્ષક ૦-૧૦-૦

**ખાસ નવી આવૃત્તિઓ:—**

બાળવાર્તા ભાગ પહેલો ૦-૬-૦
(૩૩ ચિત્રો)

બાળવાર્તાઓ ભાગ બીજો, ત્રીજો,
ચોથો, પાંચમો દરેકના ૦

# ૧૯૩૪માં પ્રગટ થયેલાં પુસ્તકો

| | | |
|---|---|---|
| હાલતાં ચાલતાં | શ્રી. ગિજુભાઈ | ૦-૧૦-૦ |
| શા માટે ? | શ્રી. હરભાઈ | ૦-૮-૦ |
| વડીલો વાંચે | શ્રી. હરભાઈ | ૦-૧૦-૦ |
| ગૃહપતિને | શ્રી. નાનાભાઈ | ૦-૧૨-૦ |
| નવી કેળવણી | શ્રી. હરભાઈ | ૦-૧૨-૦ |
| સાહસિકોની સૃષ્ટિ (વાર્તા) જુલે વર્ન ઉપરથી સંક્ષિપ્ત | | ૧-૦-૦ |
| કોડિયાં (કાવ્યો) | શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી | ૧-૪-૦ |
| સંસ્કૃત તૃતીય પુસ્તક (વ્યાકરણ) | શ્રી. નાનાભાઈ | ૦-૫-૦ |

## ખાસ નવી આવૃત્તિઓ

સંસ્કૃત પ્રથમ પુસ્તક (પાંચમી આવૃત્તિ) ૦-૬-૦

[ કાર્ડબોર્ડ પૂઠું : કલૉથપટ્ટી : ૧૨૦૦ શબ્દોના અર્થ ]

સંસ્કૃત દ્વિતીય પુસ્તક (બીજી આવૃત્તિ) ૦-૩-૦

---

પોસ્ટેજ ખર્ચ બધાં પુસ્તકોમા જુદુ ગણવાનું.

આ પહેલાંની કિંમતો રદ ગણવી. વિગતવાર સૂચિપત્ર મગાવો.

# હવે પછી પ્રગટ થવાનાં નવાં પુસ્તકો

| | |
|---|---|
| ૧ પ્રાથમિકશાળામાં કલા અને કારીગરીનુ શિક્ષણ (બે ખંડ) | ગિજુભાઈ |
| ૨ ઇસપનાં પાત્રો (સચિત્ર) | ગિજુભાઈ |
| ૩ માબાપોને | ગિજુભાઈ |
| ૪ નીલ પંખી (મૉરિસ મેટરલિંકનો ભાવાનુવાદ) | દલપતલાલ કોઠારી |
| ૫ ચાર પ્રવાસો | રામભાઈ પાઠક |

શ્રીસરસ્વતી છાપખાનું : દાણાપીઠ : ભાવનગર : ૮-૫-૩૪ : ૩૫૦૦